प्राणायथाऽऽत्मनोऽभीष्टा भूतानामपि ते तथा
आत्मौपमन्येन सर्वत्र दयां कुर्वन्ति साधवः




# अहिंसा भास्कर

## प्रथम रश्मि.


રચી પ્રસિધ્ધ કરનાર

કવિ જનસુખરામ નરહરરામ

હુવાળ્યા ચકલા સુરત.



પ્રથમાવૃત્તિ. ઇ. સ. ૧૯૧૩.

ધી "સુરત જૈન" પ્રિન્ટીંગ પ્રેસમાં મટુભાઈ ભાઇદાસે છાપ્યું
ખપાટીઆ ચકલા—સુરત.

મૂલ્ય ૦-૪-૦ પોસ્ટેજ જુદું.

# અર્પણ પત્રિકા.

---

**પૂજ્યપાદ મહાત્મા શ્રી મહા ગુરુ વેદવ્યાસજી.**

આપના અનુગ્રહ રૂપી માર્ત્તણ્ડથી મારૂં અંતઃકરણ પ્રકાશિત થયું છે. સુખવલ્લીનું પોષણ કરવામાં આપ શશાંક સમાન છો તથા વિઘ્નરૂપી અભ્રને છિન્ન ભિન્ન કરવામાં આપ મરૂત સમાન છો. મારા જેવા અલ્પજ્ઞ જીવપર દૃષ્ટિ કરી આપે જે કૃપાની વૃષ્ટિ કરી છે તેથી અયસ્કાંત મણિથી જેમ લોહ આકર્ષાય તેમ આકર્ષાઇ આલઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું તે સ્વીકારી ઉપકૃત કરશોજી.

આપનો સેવક

જનસુખ.

---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૨ | અતઃકરણ | અંતઃકરણ |
| ,, | પંચશીખ | પંચશિખ |
| ૩ | ભગવાન | ભગવન્ |
| ૪ | ગોવધન | ગોવર્ધન |
| ૬ | વલ્લિ | વલ્લી |
| ૮ | કીતિ | કીર્તિ |
| ૧૦ | મારે ! | મારે ? |
| ૧૩ | સુધી | સૂધી |
| ૧૯ | સહસ્ર રશ્મિ | સહસ્ર રશ્મિ |
| ,, | દેવષિ | દેવર્ષિ |
| ,, | सर्वाण्येऽ वापि | सर्वाण्ये वाऽपि |

# અહિંસા ભાસ્કર.



**अहिंसा परमोधर्म स्तथाऽहिंसा परंतपः ।**

**अहिंसा परमं सत्यं यतो धर्मः प्रवर्त्तते ॥**

યંત્રી જો યંત્રને ગતિ આપે છે તોજ તે ચાલી શકે છે, તેવીજ રીતે અહિંસા વડેજ ધર્મ રૂપી ચક્રગતિ કરે છે. અને તેથીજ પરમપૂજ્ય શ્રી વ્યાસ મુનિ કહે છે કે અહિંસા એજ પરમ ધર્મ છે. અહિંસા એજ પરમ તપ છે. અહિંસા એજ પરમ સત્ય છે. જ્યારે જ્યારે આપણે આપણાં પ્રાચીન શાસ્ત્ર તરફ દ્રષ્ટિ લંબાવીએ છીએ ત્યારે ત્યારે આપણને અહિંસાનીજ ઉત્તમતા જણાઇ આવે છે.

સૂર્યનો ઉદય થતાંજ અંધકાર પલાયન કરી જાય છે. પંચાનન (સિંહ)ના આવાગમનથી અન્યપશુ ભાગી જાય છે, ચંદ્રોદય થતાંજ કુમુદ પૂર્ણોત્સાહ ધારણ કરી ખીલી નિકળે છે, સુપર્ણના આવાગમનથી અન્ય પતત્રિ ( પક્ષી ) ભાગી જાય છે, તથા વસંત ઋતુ પ્રાપ્ત થતાંજ પાદપ પૂર્ણ ખીલે છે, તેમ અહિંસા ધર્મનું સેવન કર્યાથી અત્યુત્તમ લાભની પ્રાપ્તિ થાય છે.

કદી પાવકમાં શીતલતા આવે, કમલમાં કઠોરત્વ આવે, ચન્દ્રમાં ઉષ્ણતા આવે, સૂર્યમાં અંધકાર આવે,

જ્ઞાનીમાં અજ્ઞાન આવે, પરંતુ અહિંસા પાળનારને કદી પણ દુઃખ દનુજના સપાટાથી પછડાઈ જવું પડતું નથી.

અહિંસા એ ઉત્તમ તડાગ છે. નીતિ રૂપી કમલિની એની અંદર અત્યંત શોભા આપે છે. એના અદ્ભુત સૌંદર્યથી સાનંદાશ્ચર્ય પામી ધર્મરૂપી હંસ ઉડીને પાસે આવે છે. એ સરોવરના મનહર કિનારા આગળ સત્ય, અક્રોધ, શમ, દમ, વિવેક વૈરાગ્ય આદિ અનેક પક્ષીઓ સુસ્વરથી વદી અંતઃકરણમાં કાંઇ અપૂર્વ આલ્હાદનું ઉદક રેડે છે.

અન્યનું દુઃખ દેખી જેનું હૃદય દયાથી દ્રવિત થઈ જાય છે તેજ મનુષ્ય શાશ્વત સુખનો ભોકતા થાય છે.

આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણે પ્રકારનાં દુઃખથી મનુષ્યોને દુઃખ સાગરમાં ડૂબકાં ખાતાં દેખી પરમકૃપાળુ શ્રી કપિલ મુનિ એ સાંખ્ય દર્શનની રચના કરી છે. મહાત્મા શ્રી વસિષ્ઠે દયા સરિતામાં સ્નાન કરી શ્રી રામચન્દ્રને ઉત્તમ બોધ રૂપી નૌકા અર્પણ કરી દુઃખ સાગરમાંથી મુકત કર્યા છે. પૂજ્ય શ્રી વ્યાસ મહાત્માએ અલ્પજ્ઞ જીવના લાભાર્થે મહાભારત, સ્મૃતિ, બ્રહ્મસૂત્ર, પુરાણ વગેરેની રચના કરી છે. નારદ, પંચશીખ, કણાદ, જૈમિનિ યાસ્ક વગેરે મહાત્માઓએ દયા દેવીને નમસ્કાર કરી અદ્ભુત ગ્રંથોની રચના કરી મહત્ ઉપકાર કર્યો છે. મહાત્મા બુદ્ધદેવે દયાને વશ થઈ સંસારનો સદાને માટે ત્યાગ કરી ઉત્તમ

બોધ આપી મનુષ્યનું મોટું કલ્યાણ કર્યું છે. શ્રી શંકરાચાર્યે, ગીતા, સૂત્ર તથા ઉપનિષદ્ પર ભાષ્ય રચી મોક્ષનો ખરો માર્ગ દર્શાવ્યો છે. મહાત્મા શ્રી મહાવીર સ્વામીએ દયાનો ડંકો ચારે દિશામાં ડિમડિમ વગાડયો છે.

જેમ સાગર અનુદિન જલથી ભરપૂર હોય છે તેમ મહાત્માઓ હંમેશાં દયાથી ભરપૂર હોય છે. દયાનું માહાત્મ્ય એવું તો મોટું છે કે તેનું યથાર્થ વર્ણન કરવાને વાણી કેવલ અસમર્થ છે. બૃહદારણ્યકઉપનિષદ્માં કહ્યું છે કે એક વખતે પ્રજાપતિની ત્રણ પ્રકારની પ્રજાઓ દેવતા મનુષ્ય તથા અસુરો બ્રહ્મચર્યવ્રત પાળી પોતાના પિતા પ્રજાપતિ પાસે આવી કહેવા લાગ્યા:—" હે ભગવન્! અમને ધર્મોપદેશ કરો." પ્રજાપતિએ કહ્યું કે द. પછી પૂછ્યું કે " હે દેવતાઓ તમે મારો કહેવાનો ભાવ સમજ્યા"? દેવતાએ ઉત્તર આપ્યો કે હે પિતાજી અમે તમારો કહેવાનો ભાવ સમજ્યા. તમે અમને એવો ઉપદેશ આપ્યો કે તમે તમારી કામનાનું દમન કરો. પ્રજાપતિએ કહ્યું કે હવે તમે પૂર્ણ રીતે સમજ્યા છો. ત્યારપછી મનુષ્યોએ કહ્યું હે ભગવાન અમને ધર્મોપદેશ કરો. પ્રજાપતિએ કહ્યું કે द. પછી પૂછ્યું કે હે મનુષ્યો તમે મારો કહેવાનો ભાવ સમજ્યા? મનુષ્યોએ કહ્યું કે હે પિતાજી! અમે તમારો કહેવાનો ભાવ સમજ્યા છીએ. આપે અમને દાન

આપવાનો ઉપદેશ કર્યો છે. પ્રજાપતિએ કહ્યું ૐ તમે પૂર્ણ રીતે ધર્મોપદેશ સમજ્યા છો. ત્યારપછી અસુરોએ આવી પ્રજાપતિને કહ્યું:—" હે ભગવન્! તમે અમને ધર્મોપદેશ કરો. પ્રજાપતિએ કહ્યું કે દ. પછી પૂછ્યું કે તમે મારા કહેવાનો ભાવ સમજ્યા?

અસુરોએ કહ્યું:—હે પિતાજી! અમે આપના કહેવાનો ભાવ સમજ્યા છીએ. આપે અમને કહ્યું કે તમે દયા રાખો. પ્રજાપતિએ કહ્યું કે ૐ. તમે મારા કહેવાનો ભાવ બરાબર સમજ્યા છો. અસુરોને દયા રાખવાની પ્રજાપતિએ આજ્ઞા આપી તેથી દયાનું શ્રેષ્ઠત્વ સિદ્ધ થાય છે. વિષ્ણુ ભગવાન્ પોતાના ભક્તપર દયા રાખી અનેક અવતાર ધારણ કરે છે. શ્રીરામચન્દ્રે અત્યંત કરૂણાને વશ થઇ અહલ્યાનો ઉદ્ધાર કર્યો હતો. શ્રીકૃષ્ણ ભગવાને કરૂણાને હૃદયમાં સ્થાન આપી અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો હતો. જે ઉપદેશની પ્રશંસા સમર્થ પંડિતો એકે અવાજે કરી રહ્યા છે. ગોપમંડળને મેઘ વૃષ્ટિથી અત્યંત પીડાતું જોઇ એજ મહાત્માએ ગોવર્ધન પર્વતને ટચલી આંગળીપર ધારણ કર્યો હતો. કમલમાંથી જેમ સુગંધ બહાર નિકળે છે તેમ દયામાંથી ધર્મ પ્રકટ થાય છે. જે મનુષ્યના અંતઃકરણમાં દયાનું ઝરણ ખળખળ વહેતું નથી તે મનુષ્ય નર રૂપે ખરજ છે. જ્યારે આપણે કુદરત તરફ આપણું

ધ્યાન ખેંચીએ છીએ ત્યારે આપણને દયાની ઉત્તમતા જણાઇ આવ્યા વિના રહેતી નથી. સૂર્યનારાયણ આઠ માસ પાણી લઇ વર્ષા ઋતુમાં આપણને અર્પણ કરે છે. જો વૃષ્ટિ ના થાયતો અનાજ કયાંથી પાકે ? અનાજ વિના આપણે આ આપણું સ્થૂલ શરીર કેવીરીતે ટકાવી શકીએ ? સૂર્યનારાયણ વિના આપણો વ્યવહાર કેવી રીતે કરી શકીએ ? દયાનો ત્યાગ કરી ભગવાન્ સૂર્યનારાયણ સદાને માટે અસ્ત પામી જાયતો પછી આપણી શીદશા થાય ? ભગવાન્ ચન્દ્ર દેવ આપણાપર કેટલીબધી દયા રાખે છે? એઓશ્રી અનેક ઔષધિઓને પોષે છે. જે ઔષધિઓ અનેક વ્યાધિને દૂર કરી આપણને આનંદિત કરે છે.

ધર્મ રૂપી એક વિશાળ વૃક્ષ છે. અક્રોધ, સત્ય, દમ, શમ, યમ, નિયમ વગેરે એનાં પર્ણો છે. ધૃતિ, ક્ષમા, સરળતા વગેરે એની ડાળીઓછે. વિવેક એ થડ છે અને દયા એ વૃક્ષનું મૂલ છે. કુદરતી નિયમ એવો છે કે મૂલજો આબાદ હોય તોજ વૃક્ષ ટકી શકે છે. યદિ મૂલનેજ ઉખેડી કિંવાબાળી નાંખવામાં આવે, તો પછી વૃક્ષકદી પણ રહીશકે નહીં. ધર્મ રૂપી વૃક્ષનું મૂલ જે દયા છે તેનોજ માત્ર ત્યાગ કરવાથી સર્વ ધર્મ પલાયન કરી જાય છે. તત્ત્વ વેત્તા પુરુષ સમજે છે કે જેવી રીતે પંચમહાભૂતથી આ મારૂં શરીર બનેલું છે તેવી રીતે સર્વ શરીર પંચમહાભૂતથીજ બનેલાં છે. જેવી

રીતે મને કોઇ પીડા આપે તો તે મારાથી સહન થતી નથી તેવીજ રીતે બીજાથી પણ પીડા સહન થઇ શકતી નથી અને તેથી તે સર્વ ભૂત પ્રાણીપર સમ દ્રષ્ટિ રાખે છે. એવા દયાળુને મન આખું જગત્ મિત્રજ છે. ચન્દ્રને દેખી ચન્દ્રકાન્તમણિ દ્રવિત થઇ જાય, તેમ એવા દયાળુ મહાત્માનું હૃદય પર દુઃખ દેખી દ્રવિત થઇ જાય છે. કમલને ખીલેલું જોઇ મધુકર જેમ ઉડીને ત્યાં આવે છે તેમ એવા મહાત્માનો અનેક મનુષ્યો આશ્રય લે છે. નવ પલ્લવ વૃક્ષને જોઇ પતત્રિ જેન પૂર્ણાનંદમાં આવી જાય છે, તેમ એવા દયાળુ મનુષ્યના ઔદાર્યથી અનેક રંક જનો આલ્હાદિત થાય. છે. પાણીથી ભરપૂર સરોવર નિહાળી હંસ પક્ષી જેમ મલય પર્વત પરથી ઉડી આવે છે, તેમ એવા દયાળુ મનુષ્યનું નામ શ્રવણ કરી અનેક રંકજનો આશ્રયાર્થે દૂર દેશથી ચાલ્યા આવે છે. સહસ્રરશ્મિ (સૂર્ય) જેમ નીજ કરથી વિશ્વને પ્રકાશિત કરે છે તેમ એવા દયાળુ મહાત્મા પોતાનો ક્ષીર સાગર વત્ ઉજ્જ્વલ યશ વિશ્વમાં પ્રકાશિત કરે છે. દયા વલ્લિનાં ચિત્તાકર્ષક પુષ્પોના સુગંધથી જે આનંદ પ્રાપ્ત થાય છે તે એવો તો અદ્ભુત છે કે તેનું વર્ણન કરવાને સહસ્ર જીભ્હા હોવા છતાં શેષ નાગ સમર્થ નથી. સર્વ ભૂત પ્રાણીમાં એકજ આત્મા જોનારને શોક તથા મોહની પ્રાપ્તિ થતી નથી. શ્રુતિ કહે છે કે तत्रको मोहः कः शोक एकत्व मनु पश्यतः દ્વિતીય પણુંજ

ભય ઉત્પન્ન કરનાર છે શ્રુતિ કહે છે કે द्वितीयाद्वै भयं भवति આકાશમાં રહેલા અનેક ઉડુગણની ગણના કોઇ કરી શકે, મેરૂ પર્વત ટચલી આંગળીપર કોઇ ઉંચકી શકે, સૂર્ય ચન્દ્ર ને ઉપાડી કોઇ ભૂમિપર લાવી શકે, આકાશને બાથમાં ઘાલી શકે, પરંતુ દયાળુ મનુષ્યમાં રહેલા અનંત ગુણોનું વર્ણન કોઇ કદાપિ કરીના શકે. ચંદ્રને દેખી ચકોર જેમ આલ્હાદિત થાય છે તેમ દયાળુ મહાત્માનું વકત્ર નીરખી સર્વ મનુષ્યો આલ્હાદિત થાય છે. સ્વાતિ બુંદને જેમ ચાતક વધાવી લે છે, તેમ એવા દયાળુ મહાત્માને સર્વજન વધાવી લેછે. ચન્દ્રથી જેમ ઉદધિ ઉછળે છે, તેમ એવા મહાત્માને જોઇ હૃદય આનંદથી ઉછળે છે.

દયા એ સૌથી શ્રેષ્ઠ ધર્મછે એમ ઘણા પોકાર કરે છે પરંતુ તેઓ દયાનું સત્ય સ્વરૂપ ઓળખી શકતા નથી. સામા મનુષ્યનું દુઃખ જોઇ આપણું હૃદય તરતજ દ્રવિત થઇ જાય, એનું નામજ સાચી દયા છે. દયા કાંઇ શબ્દોમાં રહેતી નથી પરંતુ અંતઃકરણમાં રહે છે તસ્માત્ તેનું શોધન કરી પ્રસંગાનુસાર તેનો ઉપયોગ કરવો એજ જીજ્ઞાસુનું કર્તવ્ય છે. જે ખરો દયાળુ છે તે કોઇનો પણ દ્વેષ કરતો નથી કારણ કે તે જાણે છે કે દ્વેષજ હિંસાનું બીજ છે. દ્વેષને વશ થયેલો મનુષ્ય સત્યમાં પણ અસત્યજ જુએ છે. અનેક ગુણોને લાત મારીને અવગુણ ઉપર પોતાની

દ્રષ્ટિ લંબાવી મુદિત થાય છે. અન્ય મનુષ્યનું અશ્રેય કરવાને તે અનુદિન તત્પર રહે છે. સુજ્ઞ મનુષ્યની કીર્તિપ્રભા પર ધૂલિ નાંખવા તે પૂર્ણ ઉત્સુક રહે છે. દ્વેષ એ મનુષ્યનો કટ્ટો શત્રુ છે. દયાથી જેનું હૃદય નવનીતવત્ મૃદુલ બની ગયું છે તેનામાં એ દ્વેષ પ્રવેશકરી શકે ? શું ભાનુમાં કદી અંધકાર આવી શકે ? કમલમાં કદી કઠોરત્વ પ્રવેશ કરી શકે છે ? જેવી રીતે અગ્નિથી શીત ભાગે છે તેવી રીતે એવા દયાળુ મહાત્માના ઉત્તમ તેજને લીધે કામ ક્રોધ તથા લોભ એ ત્રણ મોટા શત્રુઓ પલાયન કરી જાય છે. જે દયાના ઉચ્ચ શૃંગ પર ચઢયો છે તે કદીપણ કોઈને ખિન્ન કરતો નથી. પારકાનું દુઃખ જોઇ તેની આંખમાં અશ્રુ આવી જાય છે અને તેથી પોતાને કદી દુઃખાગ્નિમાં કૂદકો મારવો પડે તો તેની તે કિંચિત્ દરકાર રાખતો નથી. તેનો આશય તો એટલોજ હોય છે કે પ્રાણી માત્રનું શ્રેય કરવું.

પૂર્વે શિબિ નામનો એક મહા દયાળુ રાજા હતો. શાસ્ત્રનું રહસ્ય તે સારી રીતે સમજેલો હતો. તે ગણપતિ જેવા ગુણવાળો શંકર સરખા મહિમાવાળો, સમુદ્ર સરખો ગંભીર, ચન્દ્ર સરખા મુખવાળો, તથા મેઘ સરખો ઉદાર હતો તેની દયાની પ્રશંસા વારંવાર ઇન્દ્રની સભામાં થતી હતી. તે કેવો દયાળુ છે તે જોવાને એક વખતે મહાત્મા

ઇન્દ્રે શકરાનું રૂપ લીધું અને અગ્નિએ કપોતનું રૂપ લીધું. પ્રથમ કપોત વેગથી ઉડયો અને તેની પાછળ મહા બળવાન શકરો ઉડયો. કપોત ઉડતો ઉડતો જ્યાં શિબિ રાજા બેઠો હતો ત્યાં આવ્યો અને તેના ખોળામાં બેસી ગયો અને કહેવા લાગ્યો કે "હે રાજા! તું મહા દયાળુ છે એમ મેં સાંભળ્યું છે અને તેથીજ આ શકરાથી બીધેલો એવો જે હું તે તારે શરણે આવ્યો છું માટે મારૂં રક્ષણ કર. પરોપકાર જેવો બીજો ધર્મ નથી પરોપકારજ આ વિશ્વમાં શ્રેષ્ઠ મનાય છે. કસ્તુરીને પેટીમાં પૂરવામાં આવે તદપિ તે સુગંધનો ત્યાગ કરતી નથી. પોતે તાપ ખમી વૃક્ષ નીચે બેસનારને શીતલ છાયા આપે છે. લોબાનને અગ્નિ પર નાંખવામાં આવે છે તદપિ તે સરસ સુગંધ આપી મુદિત કરે છે. બટમોગરાને તોડી ગજવામાં પુરવામાં આવે, છતાં સરસ સુગંધ આપી મન પ્રફુલ્લિત કરે છે. કેરી ઉપર ઘાસ નાંખી તેને ગુંગળાવી નાંખવામાં આવે છે છતાં સરસ સુગંધ આપી મગ્ન કરે છે. શેરડીને છોલી નાંખવામાં આવે છતાં તે મીઠાશ આપે છે. परोपकाराय सतांविभूतय: સત્ પુરૂષોની વિભૂતિ પરોપકારાર્થેંજ હોય છે. જે પર પીડાથી દુઃખી અને પર સુખથી સુખી રહે છે તેજ મનુષ્ય છે બીજા તો ધમણની પેઠે મિથ્યાજ શ્વાસ લેછે. ઉંડા ઉતરીને જોતાં સ્પષ્ટ જણાઇ

આવે છે કે જેને જડ પદાર્થ માનવામાં આવે છે તેપણ નિરંતર પરોપકારજ કરે છે. સૃષ્ટિ રચવામાં પરમેશ્વરનો હેતુજ પરોપકારાર્થે છે. નદી આટલું બધું પાણી રાખે છે તે શું પોતાને માટે રાખે છે? ના, ના, પરોપકાર માટેજ. ચન્દ્ર અમૃત રેડી વનસ્પતિને પોષે છે તે શાને માટે? પરોપકાર માટેજ. સૂર્ય ગ્રીષ્મ ઋતુમાં પાણી ખેંચી લેછે તે શાને માટે! પરોપકાર માટેજ. વૃક્ષો ફલોને ધારણ કરે છે તે શાને માટે? પરોપકાર માટેજ. સરોવરમાં કમલ ખીલી સુગંધ આપે છે તે શાને માટે? પરોપકાર માટેજ. હે રાજા! તારામાં ધૃતિ, ક્ષમા, આર્જવ, અમાનીત્વ અદંભીત્વ શમ, દમ, તિતિક્ષા, અસ્તેય, શૌચ, ઇંદ્રિય નિગ્રહ, વિવેક, વૈરાગ્ય વગેરે ઉત્તમ ગુણો રહેલા છે, માટે પિતા જેમ પુત્રનું રક્ષણ કરે તેમ મારૂં રક્ષણ કર. મૃત્યુ પછી સ્ત્રી, પુત્ર, સમૃદ્ધિ, ગૃહ, ભૃત્ય, ઉપવન, વગેરે કોઇ પણ સાથે આવતું નથી માત્ર એક ધર્મજ સાથે આવે છે. એ ધર્મજ મનુષ્યનું પરમ શ્રેય કરનારો છે. કલ્પ વૃક્ષની પેઠે ઇચ્છિત વસ્તુ આપનારો છે ચન્દ્રની પેઠે શાંતિ આપનારો છે તથા સૂર્યજેમ અંધકારનો નાશ કરે તેમ પાપ માત્ર ને બાળી નાંખનારો છે. તું સમજુ છે એટલે તને વિશેષશું કહું? મોરનાં ઇંડાં ને ચિત્રામણની આવશ્યકતા નથી. પોપટની પાંખ લીલી કરવી ના હોય.

શિબિરાજા બોલ્યો—અહો કપોત ! તું મહાજ્ઞાની હોય એમ લાગે છે. તારી અદ્દભુત વાણી સાંભળી હું મહા પ્રસન્ન થયો છું. મારી પાસેથી કોઇ પણ યાચક નિરાશ થઇ પાછો જતો નથી. દયા દેવીને મેં મારા અંતઃકરણમાં સદાને માટે સ્થલ આપ્યું છે. તું નિર્ભય રહે. તું આજથી મારો મિત્ર થયો છે. તારા જેવા વિદ્વાન્નો સંગ કોને ના ગમે ? પૂર્વ જન્મના પ્રબલ સંસ્કાર ને લીધે તને આ જન્મે આવું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થયું છે. તારા જેવા વિદ્વાન્નો સમાગમ થયો તેથી હું પૂર્ણ કૃતાર્થ થયો છું.

રાજાનુ બોલવું સાંભળી શકરો બોલ્યો—હે રાજા આને છોડીદે છોડી દે. હું ક્ષુધાથી અત્યંત પીડાઉં છું જોતું આ કપોતને છોડી નહીં દે તો અત્રે હું મૃત્યુ પામીશ અને તેથી તારો રૈરવ નરકમાં વાસો થશે. પરમેશ્વરે પક્ષીઓને અમારે માટેજ બનાવેલા છે. તું વચમાં આડો શા માટે આવે છે ? ભૂખ્યાને ભોજન આપવું એના જેવું બીજું એક પણ પુણ્ય નથી. ભુખથી કેટલી પીડા પ્રાપ્ત થાય છે, તે કાંઇ તારાથી અજાણ્યું નથી. તેં મહાત્માની સેવા કરી ઉત્તમ બોધ ગ્રહણ કર્યો છે. તને ધર્મ શાસ્ત્ર તથા નીતિશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન છે. હુ ક્ષુધાથી અત્યંત પીડાતો હતો એટલામાં મેં આ કપોતને જોયો અને તેથી પૂર્ણાનંદમાં આવી હું એને

પકડવા ઉડયો. તને દેખી એ તારે શરણે આવ્યો છે હે રાજા ! મારી આશા તોડી પાડવી એ શું મહાપાપ નથી? તને વધારે શું કહું? હુતીની પાંખ લાલ કરવી ના હોય.

શિબિએ કહ્યું:—અરે શકરા ! તું એ શું બોલે છે? શરણે આવેલાનો ત્યાગ કરવો મારા જેવા રાજાથી કેમ બની શકે? ચન્દ્ર અમૃત ને બદલે શું કદી વિષ આપે છે? સૂર્ય નારાયણ પ્રકાશને બદલે કદી અંધકાર આપે છે? શું શરણે આવેલી નદીને સાગર પાછી કાઢી મૂકે છે? મરાલ પક્ષી શું કદી નરકનો સ્પર્શ કરે છે ? શું મહાત્મા કદી અસત્ય ભાષણ કરે છે? વાયુથી જેમ કદલિ કંપે, તેમ તારા ત્રાસથી થરથર કંપતા આ કપોતનો હું ત્યાગ કરૂં તો પછી શિબિરાજા મહા ધર્માત્મા છે એમ વિશ્વમાં કેવી રીતે કહેવાશે? ધર્મ શાસ્ત્ર ડંકો વગાડી કહે છે કે જે શરણે આવેલાનું રક્ષણ કરતો નથી તે રૌરવ નરકમાં નિવાસ કરે છે. દેવતાઓ તેના હાથનું હવ્ય ગ્રહણ કરતા નથી. તેના પિતૃઓને એવા પાપી મનુષ્યથી મહાપીડા પ્રાપ્ત થાય છે, અને તેથી તેઓ કવ્યને સ્વીકારતા નથી. જો શરણે આવેલા આ રંક કપોતનો હું ત્યાગ કરૂં તો મહાત્માઓ મારી જરૂર નિંદા કરે.

અત્યંત શ્રમ લઇ સમસ્ત કરેલું ધર્મ રૂપી ધન હું

કેમ ગુમાવું ? જંતુઓમાં આ મનુષ્ય જન્મ અત્યંત શ્રેષ્ઠ ગણાય છે. મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી જે ધર્મનો ત્યાગ કરે છે તેનામાં અને પશુમાં શો ફેર છે ? પશુઓનો બીજો વ્યવહાર મનુષ્ય જેવોજ છે. માત્ર તેઓમાં ધર્મ નથી. ધર્મને લીધેજ મનુષ્ય જન્મની દુર્લભતા શાસ્ત્રમાં કથન કરેલી છે. તું કહે છે તેવું નિંદિત કાર્યતો સાધારણ મનુષ્ય પણ કરે નહીં તો પછી મારો જેવો તે કેમજ કરે ? શિબિરાજા મહા ધર્માત્મા છે, શરણે આવેલાનું તે અનુદિન રક્ષણ કરે છે એવું ધારી આ રંક કપોત શરણે આવ્યો છે. જો તારા ભયથી આ બિચારો થરથર કંપે છે. દયાને દેશવટો આપી એ કપોતને હું કદી આપીશ નહીં તું ખાત્રીથી માનજે કે જેનું અંતઃકરણ દયાથી રંગાઇ ગયું છે તે શરણે આવેલાનું રક્ષણ કરવામાં કદી પ્રાણને પણ અર્પણ કરવો પડે તો તેની તેને કિંચિત્ પણ દરકાર નથી. પ્રાણી મિથ્યા આશાના પ્રવાહમાં ઘસડાય છે. સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ, ગાડી, વાડી, તબેલા, બગીચા, બંગલા વગેરે જ્યાં સુધી પ્રાણવાયુ નિકળી ગયો નથી ત્યાં સુધીજ રહે છે. જે માયિક પદાર્થો પર મનુષ્યને મહા મોહ હોય છે તેમાંનો એક પણ મરણ પછી સાથે આવતો નથી. માત્ર ધર્મજ સાથે આવે છે. અહો ! નિત્યના મિત્ર ધર્મને ધક્કો મારી દૂર કાઢી મૂકી અધર્મની સાથે મૈત્રી બાંધું એવો હું મૂઢ

નથી. હે શકરા! તું ભૂખ્યો છે માટે તું આ કપોત સિવાય જે માંગશે તે હું તને આપીશ.

શકરો બોલ્યો—હે રાજા! તું તારા જમણા ઉરૂમાંથી કપોત જેટલું માંસ મને આપ. આથી મનુષ્ય લોકમાં તેમજ દેવલોકમાં તારી કીર્તિ અખંડિત રહેશે.

તરતજ રાજાએ સાથળમાંથી માંસ કાપ્યું અને એક તરફના ત્રાજવામાં મૂક્યું. બીજી તરફના ત્રાજવામાં કપોતને મૂકયો.

તો માંસના પિંડ કરતાં કપોતનું વજન વધારે થયું. રાજાએ પુનઃ માંસ કાપી ત્રાજવામાં મૂકયું તો પણ કપોતનું વજન વધારેજ રહ્યું. આથી કિંચિત્ પણ ખિન્ન ના થતાં શિબિ રાજાએ પોતાનો આખો દેહ અર્પણ કરવા માંડયો. આથી શકરો ત્યાંથી અદૃશ્ય થઇ ગયો. શિબિ રાજાએ પુછયું:—એ શકરો કોણ હતો અને તું પણ કોણ છે તે મને કહે.

અગ્નિએ કહ્યું—હે મહા દયાળુ રાજા! જે શકરો ઉડી ગયો તે ઇન્દ્ર છે અને હું અગ્નિ છું. અમે તારી પરીક્ષા કરવા આવ્યા હતા. ધન્ય છે તારા પરોપકારી સ્વભાવને! ધન્ય છે તારા દયાળુપણાને! તું પ્રથમ હતો તેવોજ થા. હે સમર્થ રાજા! જયાં સુધી ચન્દ્ર સૂર્ય છે ત્યાં સુધી તારી કીર્તિ અખંડિત રહેશે. એમ કહી અગ્નિ પણ અદૃશ્ય થઈ ગયો.

પૂર્વ જન્મના પ્રબલ સંસ્કાર વિના આવી દયાની આશા રાખવી એ ખપુષ્પ સમાનજ છે. સ્થંભ વડે ગૃહ ટકી રહે છે તેમ દયા વડેજ ધર્મ ટકી રહે છે. જ્યાં પુષ્પ હોય ત્યાં મધુકર વેગથી જાય છે. જ્યાં ચન્દ્રિકા હોય ત્યાં ચકોર ઉત્સાહથી ધસે છે. જ્યાં સરોવર હોય છે ત્યાં કારંડવ ક્રીડા કરે છે. જ્યાં ગુણ હોય ત્યાં કીર્તિ રહે છે. જ્યાં યજ્ઞ હોય ત્યાં દ્વિજ બેસે છે. જ્યાં અનન્ય પ્રેમ હોય છે ત્યાંજ ખરેખરૂં સુખ હોય છે તેમ જ્યાં દયા હોય છે ત્યાંજ ધર્મ રહે છે. દયા એ સકલ દુઃખને દબાવનારી છે, પરમાનંદને આપનારી છે, શોક વિટપને કાપનારી છે. સુખનો સિંધુ સ્થાપનારી છે.

શ્રીમદ્ ભાગવતના નવમા સ્કંધમાં રંતિદેવનું ચરિત્ર લખ્યું છે તે ઘણુંજ અસર કારક છે. રંતિદેવ પરમ સંતોષી હતો. સૂર્યથી જેમ અંધકાર ભાગે, તેમ લોભ તેનાથી ભાગતો હતો. કદી પોતાને ભૂખ્યા રહેવું પડે તો તેની જરાપણ દરકાર ન રાખતાં યાચકોને પોતાની પાસે હોયતે આપી દેતો હતો.

ઈન્દ્રની દિવ્ય સભામાં તેના ઉત્તમ યશનું તુંબરૂ તથા મેનકા આદિ અપ્સરા ગાન કરતાં હતાં. ધૈર્યરૂપી દિવાકરથી તે રાજાનું હૃદય પ્રકાશિત થયું હતું. નીતિ રૂપી પુષ્પમાળા ધારણ કરી તેણે અનુપમ શોભા પ્રાપ્ત કરી હતી. આકાશમાં દેખાતા અનેક તારાની પેઠે અનંત ગુણોથી ને ઝળકી રહ્યો હતો તે રાજા યાચકો ને કલ્પતરૂ

અમ્લાન હતો. પૂર્ણિમાના ચન્દ્રની પેઠે સર્વને શીતલતા આપતો હતો.

તે રાજાને એક વખતે અન્ન અને પાણી વિના ઘણા દિવસો વ્યતીત થઈ ગયા. એક દિવસે પ્રભાતમાં ઘી, દૂધપાક, કંસાર તથા પાણીમળી આવ્યાં. ક્ષુધાથી અત્યંત પીડિત થયેલો રંતિદેવ જમવાની તૈયારીમાં હતો, એટલામાં એક બ્રાહ્મણ અતિથિ ત્યાં આવી ચઢયો. આ મારો અને પારકો એવો ભાવ રંતિદેવને નહોતો તેથી કિંચિત્ પણ ખિન્ન ન થતાં તેણે પેલા બ્રાહ્મણને જમાડયો. બ્રાહ્મણ તૃપ્ત થઈગયો એટલે રાજા બાકી રહેલું અન્ન જમવાની તૈયારીમાં હતો. એટલામાં એક બીજો શૂદ્ર અતિથિ આવી ચઢયો. ભગવાન્ વિષે પરમ નિષ્ઠાવાળા રાજાએ તેને પણ જમાડી તૃપ્ત કર્યો. શૂદ્રના ગયા પછી એક ત્રીજો અતિથિ કુતરા સાથે ત્યાં આવી ચઢયો અને કહેવા લાગ્યો કે–હે રાજા ! હું મારા કુતરા સાથે ભૂખ્યોછું માટે મને કાંઈ ખાવાનું આપ. શ્રી વિષ્ણુ ભગવાન્ તારૂં કલ્યાણ કરશે. હું ક્ષુધાથી અત્યંત પીડાઉં છું રંતિદેવે અતિ પ્રસન્ન થઇ બાકી રહેલું અન્ન પેલા કુતરાને તથા તેના ધણીને આપી દીધું. આ પ્રમાણે સર્વ ભોજન અતિથિને જમાડવામાંજ પૂરૂં થયું અને માત્ર જલજ રહ્યું. રંતિદેવ તે જલપીવાની તૈયારી કરતો હતો એટલામાં એક ચાંડાલ ત્યાં આવી પહોંચ્યો. તે બોલ્યો–હે રાજા હું ચાંડાલ છું બહુ દૂરથી ચાલ્યો આવું છું.

મને પાણીની અત્યંત તૃષા લાગી છે. માટે પાણી આપી મારી તૃષા શાંત કર. તે ચાંડાલની આવી કરૂણા જનક વાણી શ્રવણ કરી તે મહા દયાળુ રાજા બોલ્યો— હું પરમાત્મા પાસેથી અષ્ટ મહા સિદ્ધિવાળા ઉત્તમ ઐશ્વર્યની કિંવા મુકિતની ઇચ્છા રાખતો નથી પરંતુ સર્વ પ્રાણીઓ વિષે રહીને તેઓની પીડાનો અનુભવ કરવાની ઇચ્છા રાખું છું, જેથી સર્વ પ્રાણીઓ દુઃખ રહિત થાય. રંક અને જીવિતની ઇચ્છાવાળા પ્રાણીને જીવાડવા હું પાણી આપું છું તે જલદાન ને લીધે ક્ષુધા, તૃષા, દીનતા, શ્રમ શોક વગેરે દૂર થાઓ. આમ કહી મેઘ જેમ તપ્ત થયેલી ભૂમિને પાણી અર્પણ કરે તેમ તે મહા દયાળુ રાજા યદ્યપિ તૃષાથી અત્યંત પીડાતો હતો તથાપિ પેલા ચાંડાલને પાણી આપી દીધું. પાણી આપતી વખતે બ્રહ્માદિ દેવો ત્યાં હાજર થયા અને રંતિદેવને કહ્યું કે "હે રાજા તારી આવી દયાથી અમે અત્યંત પ્રસન્ન થયા છીએ. માટે તારી ઇચ્છામાં આવે તે વર માંગી લે. તે પરમ સંતોષી રાજા બોલ્યો હે દેવતાઓ! જો તમે મારાપર પ્રસન્ન થયા હોતો જયાં સૂધી હું જીવું ત્યાં સૂધી મારા અંતઃકરણમાં દયા રહે એટલુંજ તમારી પાસે માંગું છું. મને સ્વર્ગની કામના નથી. દેવતાઓ તથાસ્તુ. કહી ત્યાંથી અદ્રશ્ય થઇ ગયા. આથી બીજી ઉત્તમ દયા કેવી હોય? હે બંધુઓ!

આવી ઉત્તમ દયા રાખી તમારે હિંસાનો ત્યાગ કરવો જોઇએ કારણકે મહાભારતમાં કહ્યું છે કે **अहिंसा परमो धर्मः** દુઃખ રૂપી અભ્રને ઉડાવી દઇ સુખ સૂર્યનો પ્રકાશ પાડવામાં અહિંસા એ વાયુની ગરજ સારે છે. મોહરૂપી કાનનને દગ્ધ કરવામાં અહિંસાએ અનલની જવાલા સમાન છે. શોક રૂપી પાદપને કાપી નીચે તોડી પાડવામાં અહિંસા એ કુઠાર વત્ છે. અજ્ઞાન રૂપી બાણને પૂરો કરવામાં અહિંસાએ શ્રીકૃષ્ણની શક્તિ વિશ્વમાં પ્રદર્શિત કરી છે. ક્રોધ રૂપી રક્ત બીજનું પાન કરવામાં અહિંસા એ કાલિકા સમાન છે. ગ્લાનિ રૂપી પૂતનાને પૂરી કરવામાં અહિંસા એ હરિની શક્તિ વત્ છે. અવિવેક રૂપી નમુચિને મારવામાં અહિંસા એ ઇન્દ્ર જેવી છે. કામરૂપી પન્નગને વશ કરવામાં અહિંસા એ બાજીગરની કળા સમાન છે. અધર્મ રૂપી તારકાસુરને મસળી નાંખવાનાં અહિંસા એ સ્કંદ સમાન છે. અવિદ્યા રૂપી રાત્રિના અંધકારને દૂર કરવામાં અહિંસાએ પ્રભાત સરખી છે. ધૃતિ રૂપી વનસ્પતિને પોષવામાં અહિંસા એ ચન્દ્રિકા વત્ છે શમ રૂપી અમૃતને આપવામાં અહિંસાએ સાગર સરખી છે. બ્રહ્મવિદ્યારૂપી ઉત્તમ ફલ આપવામાં અહિંસા એ ઉત્તમ વૃક્ષ સરખી છે. અસૂયા રૂપી તાટકા ને મારવામાં અહિંસા એ રામચન્દ્ર સરખી છે.

મુનિઓમાં વ્યાસ, કવિઓમાં વાલ્મીકિ, નદીઓમાં ગંગા, પુષ્પોમાં માલતી, અસુરોમાં પ્રલ્હાદ, યોગીઓમાં શંકર, દેવતાઓમાં વિષ્ણુ, અસ્ત્રવિદ્યામાં પાર્થ, શસ્ત્ર ધારીઓમાં રામ, પ્રકાશ આપવાવાળા પદાર્થોમાં સહસ્રરશ્મિ, પક્ષીઓમાં સુપર્ણ, પશુઓમાં પંચાનન, બુદ્ધિમાન્‌માં બૃહસ્પતિ, નીતિવેત્તાઓમાં શુક્રાચાર્ય, સ્થિરતામાં મેરૂ, ગાંભીર્યમાં સાગર, ગુણમાં ગણપતિ. ઉડુગણમાં કલાનિધિ, રૂપવાળામાં કુસુમધન્વા, વિદ્યામાં બ્રહ્મવિદ્યા તથા દેવર્ષિઓમાં નારદ જેમ શ્રેષ્ઠ મનાય છે તેમ દરેક ધર્મમાં અહિંસા ઉત્તમ મનાય છે. અહિંસા જેવો લાભ આપવામાં કલ્પતરૂની શક્તિ નથી. અહિંસા આગળ બિચારી કામધેનુ છક્કડ ખાઇ જાય છે. બાપડો ચિંતામણિ લાચાર બની જાય છે. કુંજરના પગલામાં જેમ બધાં પશુઓનાં પગલાં સમાઇ જાય છે તેમ અહિંસામાંજ બધા ધર્મો સમાઇ જાય છે. મહાભારતમાં કહ્યું છે કેઃ—

यथा नाग पदेऽन्यानि पदानि पदगामिनां
सर्वाण्येवापि धीयन्ते पदजातानि कौञ्जरे
एवं सर्वम हिंसायां धर्मार्थमपि धीयते.

કદી શેષ કવિ થાય, બ્રહ્મા કવિ થાય, શંકર કવિ થાય, વિષ્ણુ કવિ થાય, ઇન્દ્ર કવિ થાય, બાલ કવિ થાય,

તથાપિ તેઓ અહિંસાથી પ્રાપ્ત થતા અત્યુત્તમ સુખનું યથાર્થ વર્ણન ના કરી શકે તો પછી બીજાની તે શી ટીકી લાગે ?

અહિંસા એજ સ્વર્ગ છે. અહિંસા એજ વૈકુંઠ છે. અહિંસા એજ બ્રહ્મ પુરી છે. અહિંસા એજ કૈલાસ છે, અહિંસા એજ તપ છે અહિંસા એજ જપ છે. અહિંસા એજ દમ છે. અહિંસા એજ શમ છે તથા અહિંસા એજ ઉત્તમ મંત્ર છે.

અહિંસા એ અમ્બિકાની પેઠે હિત કરનારી છે. સૂર્ય પ્રભાની પેઠે પ્રકાશ આપનારી છે. ચન્દ્રિકાની પેઠે શીતળતા પ્રસારનારી છે. યોગની પેઠે તુષ્ટિ આપનારી છે. દિવ્ય ઔષધિની પેઠે પુષ્ટિ આપનારી છે. ગંગાની પેઠે અનુપમ શાંતિનું દાન કરનારી છે, શરીરરૂપી વૃક્ષને નવ પલ્લવ કરવામાં વસંત ઋતુ સરખી છે આનંદ રૂપી બગીચાને ખીલાવી પૂર્ણ સુશોભિત કરવામાં વર્ષા ઋતુ સરખી છે. તથા પ્રેમ રૂપી રત્નનું દાન કરવામાં સાગર સરખી છે.

ચન્દ્રમાં શીતલતા, કમલમાં કોમલતા, માલતીમાં સુગંધ, કલ્પતરૂમાં ઇચ્છિત વસ્તુ આપવાની શક્તિ, સૂર્યમાં પ્રકાશ, મેરૂમાં સ્થિરતા, તથા અગ્નિમાં ઉષ્ણતા જેમ સ્વાભાવિકજ છે તેમ અહિંસામાં બધા ધર્મો સ્વાભાવિક રીતેજ રહેલા છે. મોટા મોટા જ્ઞાનીઓએ, પંડિતોએ, વિદ્વાનોએ,

કવિઓએ, તત્ત્વવેત્તાઓએ, યોગીઓએ અહિંસાની અત્યંત પ્રશંસા કરેલી છે. અહિંસાથી કેવા ઉત્તમ લાભની પ્રાપ્તિ થાય છે તે નીચે લખેલા બે દાખલાથી જણાઇ જશે.

પ્રાચીન કાલમાં એક ભિલ્લ રહેતો હતો તેને શબરી નામની એક પુત્રી હતી તેનું સૌંદર્ય એવું તો ઉત્તમ હતું કે રતિ પણ તેનાથી લજવાઇ જતી હતી. સૌંદર્યની સાથે ઉત્તમ દયા દેવીએ તેના અંતઃકરણમાં સદા નિવાસ કર્યો હતો. જ્યારે તે યોગ્ય વયની થઇ ત્યારે તેનો પિતા નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો.

મારી પુત્રી હવે યોગ્ય વયની થઈ છે. માટે મારે એના લાયક વર શોધી કાઢવો જોઈએ. જે પિતા પોતાની પુત્રીને યોગ્ય વર સાથે પરણાવતો નથી તે મહા પાપી થાય છે. પૈસાની લાલચે લાકડે માકડું મેળવવું એ ઠીક કહેવાય નહીં. ઘણાં મૂર્ખ માબાપ લોભને વશ થઈ પોતાની પુત્રી ગમે તેવા અયોગ્ય મનુષ્ય સાથે પરણાવી આખો જન્મારો રદ્દ કરે છે. ધણી તરફથી જ્યારે તેને મહા કષ્ટનો અનુભવ કરવો પડે છે ત્યારે તે બિચારી અત્યંત ઉચ્ચાટ કરી દીર્ઘ નિશ્વાસ મૂકે છે.

સમાન સ્વભાવમાંજ પ્રીતિ બંધાય છે. પાણી સાથે પાણી મળે છે પરંતુ અગ્નિ સાથે મળતુ નથી. ધણીનું ઠેકાણું

ના હોવાને લીધે યુવાન સ્ત્રીના ચંચલ મનમાં નાના પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે.

યુવાન પુત્રી યોગ્ય પતિના ઘરમાંજ શોભે છે પરંતુ પિતાના ઘરમાં શોભતી નથી પિતા જો યુવાન કન્યાને સાસરે ના મોકલતાં ઘરમાં રાખી મૂકે છે તો લોકો તેને વિષે ગમે તેવા વિચાર બાંધે છે.

આમ વિચાર કરી તેણે યોગ્ય વર સાથે પોતાની પુત્રીનો વિવાહ કર્યો. જયારે લગ્નની તૈયારી થઇ ત્યારે તે ભિલ્લના રાજાએ પોતાની જ્ઞાતિના લોકોને મગ્ન કરવા માટે હજારો બકરાં, ઘેટાં મરઘાં વગેરે વાડામાં એકઠાં કરવા માંડયાં કારણકે ભિલ્લ લોકો માંસાહારી હોય છે.

એક દિવસ પેલી શબરી પોતાની માતા સાથે ફરવા નિકળી. તે પેલા વાડા પાસે આવી લાગી. અનેક પશુઓને વાડામાં ગોંધી રાખેલાં જોઇ તે પોતાની માને નીચે પ્રમાણે પૂછવા લાગી—હે માતા—આટલા બધાં પશુઓ શા માટે એકઠાં કરવામાં આવ્યાં છે. એઓ હૃદય ફાડી નાખે એવી બૂમ શામાટે પાડે છે? તેની મા બોલી દીકરી! લગ્નનો સમય આવી લાગ્યો છે તેથી તારા પિતાએ જ્ઞાતિના લોકોને માંસથી તૃપ્ત કરવા આટલા બધાં પશુઓ રાખેલાં છે. પોતાની માનું કહેવું સાંભળી મહા સંસ્કારી શબરી બોલી ઉઠી—હા દૈવ! આશો કેર! શિવ! શિવ! કેવો અન્યાય?

કેવું ઘોર કર્મ? શું એક મારે માટે આટલા બધાં પશુઓ માર્યાં જશે? અહોહોહો! મારા પિતા કેવા નિર્દય છે? અરેરે! આ બીચારાં મૂગા પ્રાણીઓ આપણો શો અપરાધ કરે છે? અરેરે! આ ભયાનક કતલ મારાથી કેમ જોવાશે? આમ બોલી તે પોતાના ઘરમાં આવી. રાત પડી બાર વાગ્યા બે વાગ્યા પરંતુ પેલી શબરીને ઉંઘ આવી નહીં. તે એકા એક બોલી ઉઠી--હે પરમપૂજ્ય દયા દેવી! તું કયાં વસે છે? તું શામાટે રીસાઇ જાય છે? તારો દિવ્ય પ્રતાપ તું શામાટે બતાવતી નથી? અહો! મનુષ્યને આસ્થૂલ શરીર પર કેટલો મોહ હોય છે? જે ભર્યું હોય તે ઠલવાય છે ખીલેલું કરમાય છે, લીલું હોય તે શુષ્ક થાય છે, ઉગ્યું તે અસ્ત પામે છે, જાયું તે જાય છે, નામ તેનો નાશ છેજ. આ સ્થૂળ શરીરને કદી પાતાળમા સંતાડવામાં આવે, આકાશમાં રાખવામાં આવે, મજબૂત કિલ્લામાં પૂરી રાખવામાં આવે, કોઇ ગુપ્ત ગુફામાં રાખવામાં આવે, દરિયા કિનારે ભોંયરૂં કરી તેમાં છૂપાવી રાખવામાં આવે, અગાડી પછાડી હજારો યોધ્ધાઓ એના રક્ષણને માટે રાખવામાં આવે, પરંતુ અંતે એ પડયા વિના રહેતું નથી ષડ્ વિકારથી એ સદા ઘેરાયેલું છે, બુદ્‌બુદ્ સરખું છે, આયુષ વિજળીના ચમકારા સરખું છે છતાં મનુષ્ય માયાના મજબૂત સપાટામાં આવી જઇ આવા નિર્દય કર્મો કરે છે. પત્રના અગ્ર ભાગપર ઠરેલા પાણીના બિંદુ જેવા વૈભવોથી મનુષ્ય લલચાઈ

જાય છે. કાષ્ઠની પેઠે તૃષ્ણા નદીમાં તે વારંવાર તણાય છે. હજારો મનુષ્યને કાળના મુખમાં પેસી જતા જુએ છે છતાં તેને વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી. વિષયો કેવલ દુઃખ રૂપજ છે પરંતુ જેમ ભ્રાંતિવાળો મનુષ્ય રજ્જુમાં સર્પ જુએ તેમ અજ્ઞાની મનુષ્ય એમાં સુખની કલ્પના કરે છે. લક્ષ્મી એ ચંચલ સ્વભાવવાળી છે. એ કોઇપણ સ્થલે સ્થિર રહેતી નથી. સંસારમાં સુખ નથી તો પછી તે કેવી રીતે પ્રાપ્ત થાય? જે પદાર્થ એક વખતે સુખ આપે છે. તેજ પદાર્થ અન્ય વખતે દુઃખ આપે છે. જે અગ્નિ શિશિર ઋતુમાં પ્રિય લાગે છે તેજ અગ્નિ ગ્રીષ્મ ઋતુમાં અપ્રિય લાગે છે. પદાર્થોમાં સુખ નથી પરંતુ તે કલ્પનાથી ઉપજાવી કાઢેલુ છે. મનેજ આ બધો આડમ્બર ખડો કર્યો છે. સ્વપ્નાવસ્થામાં બીજી ઇન્દ્રિયોનો લય થઇ જાય છે પરંતુ એ મન જાગતું હોવાથી નાના પ્રકારનો પ્રપંચ ઉભો કરે છે. જયારે સુષુપ્તિ અવસ્થામાં એનો લય થઇ જાય છે ત્યારે કાંઈપણ ભાસે છે? માણુસના બંધ અને મોક્ષનું કારણ કેવલ મનજ છે. જેણે મન જીત્યું છે તેણે આખું જગત જીત્યું છે. જેણે મન જીત્યું નથી તેણે કાંઇપણ જીત્યું નથી. શું કદી કોઇ મૃગજલથી પોતાની તૃષા છીપાવી શકે છે! શું કોઇ રેતીમાંથી તેલ કાઢી શકે છે? જે વસ્તુમાં સુખ નહીં તે વસ્તુમાં સુખની કલ્પના કરવી એ કેટલી બધી અજ્ઞાનતા? જેમ

કોઇ મનુષ્ય ભ્રાંતિથી સ્થાણુમાં પુરુષ જુએ તેમ અજ્ઞાની મનુષ્ય આ વિશ્વમાં સુખ જુએ છે. કોઇ મનુષ્ય આકાશમાં બે ચન્દ્ર જુએ તેમ અજ્ઞાની મનુષ્ય આ વિશ્વમાં સુખ જુએ છે જેમ કોઇ આકાશમાં ગંધર્વ નગર જુએ તેમ અજ્ઞાની મનુષ્ય આ વિશ્વમાં સુખ જુએ છે. વિષય સુખ આરંભમાં અમૃત તુલ્ય લાગે છે પરંતુ જ્યારે મનુષ્યને સંપૂર્ણ અનુભવ થાય છે ત્યારે તે જાણે છે કે વિષયોમાં સુખની આશા રાખવી કેવલ વ્યર્થ છે. ભગવાન્‌ની માયાથી મૂઢ બનેલા મનુષ્યો કામ, ક્રોધ. લોભ, મોહ, મદ, મત્સર, રાગ દ્વેષ, દંભ, માન, અસૂયા વગેરેને આધીન થઇ મીન જેમ માછીની જાળમાં ફસાય તેમ સંસારમાં ફસાય છે, બાળક જેમ પડછાયામાં ભૂતની કલ્પના કરે તેમ તેઓ અસત્યમાં સત્યની કલ્પના કરે છે. શબ્દ વિષયથી હરિણની, સ્પર્શ વિષયથી કરિની, રૂપ વિષયથી પતંગની, રસ વિષયથી મીનની તથા ગંધ વિષયથી ભ્રમરની મહા માઠીદશા થાય છે તો પછી પાંચે વિષયનું સેવન કરનાર મનુષ્યનું મહા અશ્રેય થાય એમાં શું આશ્ચર્ય છે? અલ્પ કાળના જીવન માટે મનુષ્ય શા માટે પાપ કરે છે? ઔષધિ કિંવા મંત્રથી આ દેહની રક્ષા કરવામાં આવે પરંતુ અંતે તો એ પડેજ છે એનો મનુષ્યને શા માટે વિચાર આવતો નથી? અહો! અવાચક પ્રાણી આપણો શો અપરાધ કરે છે? મારા પિતાનું હૃદય અવશ્ય વજ્ર કરતાં

પણ વિશેષ કઠિન છે. આપણને દુઃખ અપ્રિય અને સુખ પ્રિય છે તેમ પ્રાણી માત્રને દુઃખ અપ્રિય અને સુખ પ્રિય છે આવા વિચાર નિરંતર જેના મનમાં નૃત્ય કરી રહ્યા છે તેનાથી કદી કોઇની હિંસા જોઇ શકાય ખરી ? બસ ! બસ ! અત્રેથી નાસી જઇ કોઈ મહાત્માશ્રીની સેવા કરી જન્મ મરણના ફેરામાંથી સદાને માટે મુકત થવું એજ ઉત્તમ છે. રજોગુણ અને તમોગુણના પ્રાબલ્યથી જેઓની સાત્વિક વૃત્તિ દબાઇ ગઇ છે તેઓમાં દયાનો અંશ પણ હોતો નથી. પૂર્વ જન્મના પ્રબલ સંસ્કારને લીધે જેનું અંતઃકરણ પરમાત્માનું જ્ઞાન મેળવવાને સમર્થ થયું છે તેજ હિંસાથી નિત્ય દૂર રહે છે. આમ બોલી શબરી અરણ્યમાં નાસી ગઇ. તે દિવસે પર્વતોની ગુફાઓમાં સંતાઇ રહેતી હતી અને રાત્રે આગળ ચાલતી હતી. પોતાના પિતા રખે આવીને પકડી જાય એવી તેને ધાસ્તી હતી. તેથી તે દિવસે છુપાઇ રહેતી હતી, કેટલાક દિવસે તે દંડકારણ્યમાં આવી પહોંચી અને કંદ ફલ વગેરેનો આહાર કરવા લાગી. અહો ! અહિંસાથી જેનું હૃદય સાત્વિક બન્યું છે તેને માયિક પદાર્થોપર પ્રેમ હોતો નથી. પ્રાણી માત્રનું શ્રેય કેવી રીતે થાય એવા સદ્ વિચારમાંજ તે પોતાનું આયુષ વ્યતીત કરે છે. ક્ષણે ક્ષણે પરિણામ પામનાર આ નાશવંત દેહપર તેને પ્રેમ હોતો નથી. સ્ત્રી, પુત્ર, ધન વગેરે અજ્ઞાની મનુષ્યોનેજ

લોભાવે છે પરંતુ અહિંસાનું સેવન કરનાર એવા માયિક પદાર્થોને લાત મારી દૂર કરે છે અહિંસાનું સેવન કરનાર જાણે છે કે ખરૂં સુખ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાંજ છે. વિષયમાં સુખ માનવું એતો મનથી ઉત્પન્ન કરેલા નગર સમાન છે શબરી આસકિતનો ત્યાગ કરી આગળ ચાલી એવામાં તેને એક ઋષિનો આશ્રમ જણાયો. આથી તે આનંદ સાગર માં ડુબી ગઇ. " તે બોલી અહો ! અંતે આ પવિત્ર આ-શ્રમ આગળ આવી પહોંચી છું, અત્રે કોઇ મહામુનિનો નિવાસ હોય એમ લાગે છે કારણકે નોળિયો તથા સર્પ બન્ને સાથે રમે છે. પેલો બાજ પક્ષી પોપટને મારતો નથી. પેલો મયૂર સર્પ સાથે કેવો રમે છે ? સિંહ તથા શિયાળ પણ સાથેજ ફરે છે. પેલો બાલાડો ઉંદર સાથે રમતો દેખાય છે. પેલો બકરો વાઘની પીઠપર પગ મૂકી ઉભો છે. સ્વાભાવિક વૈરનો ત્યાગ કરી અત્રે પશુ પક્ષીઓ વસે છે, તેથી જરૂર અત્રે અહિંસા ધર્મનું સેવન કરનાર કોઇ મહાત્મા નિવાસ કરે છે. અરે પણ એ આ-શ્રમમાં મારાથી શી રીતે જવાશે ? હું એક ભીલડી છું. પવિત્ર આશ્રમમાં જવાનો મારો અધિકાર નથી. શિવ ! શિવ ! હવે કેમ થશે ?

ગમે તેમ કરી એ મહાત્માની સેવાતો કરવીજ જોઇએ. મહાત્માની કૃપા કલ્પતરૂની પેઠે ઇચ્છિત વસ્તુ આપનારી

છે. પછી તે મહાદયાળુ ભીલડીએ દરરોજ પ્રભાત થતા પહેલાં તે ઋષિના આશ્રમમાં લાકડાનો ભારો નાંખવાનો ક્રમ શરૂ કર્યો. ભકિતથી તેનું અંતઃકરણ કોમલ બની ગયું હતું તેથી તે આખો દિવસ ઇશ્વરનું ભજન કરતી હતી. તે ઘડીમાં નાચતી હતી. ઘડીમાં હસતી હતી. ઘડીમાં કૂદતી હતી. ઘડીમાં બેસતી હતી. ઘડીમાં દોડતી હતી. તથા ઘડીમાં રડી પડતી હતી. તેની ચેષ્ટા ઉન્મત્તના જેવી હતી. આશ્રમમાં દરરોજ લાકડાનો ભારો આવતો જોઇને આશ્રમવાસીઓ આશ્ચર્ય પામ્યા.

એક દિવસ તે આશ્રમમાં રહેનાર મહાત્માનો એક શિષ્ય સ્નાન કરવા માટે જતો હતો. શબરી આશ્રમમાં ભારો નાંખવા જતી હતી. ભારાનો ધકકો પેલા શિષ્યને લાગ્યો. તે શિષ્ય બહુજ ક્રોધી હતો તેથી આવેશમાં આવી જઇ તેણે પેલી ગરીબડી શબરીને જોરથી એક તમાચો લગાવી દીધો. આથી તે બિચારી વાયુથી જેમ કદલિ જમીન પર તૂટી પડે તેમ તૂટી પડી થોડીવારે સાવધ થઇ તે નીચે પ્રમાણે વિચાર કરવા લાગી.

દૈવની ગતિ મહા બળવાન છે. દૈવ સવળાનું અવળું ને અવળાનું સવળું કરે છે. દૈવ કંઈકને ભમાવે છે. કંઇકને નચાવે છે કંઇકને સતાવે છે કંઇકને દોડાવે છે તથા કંઇકને પગતળે દાબી દે છે. સમર્થ પુરૂષો પણ

દૈવના પ્રાબલ્ય આગળ લાચાર બની ગયા છે. દૈવ તૃણનો મેરૂ અને અને મેરૂનું તૃણ કરવા સમર્થ છે. દૈવ જેના પર ત્રુઠે છે તેને મહા ધનાઢ્ય બનાવી દે છે. જેનાપર એ રૂઠે છે તેને મહા ભીખારી બનાવે છે. બ્રહ્મા વિષ્ણુ અને મહેશ પણ દૈવને ફેરવી નાંખવા સમર્થ નથી તો પછી અન્યનો તે શો આશરો ? દૈવની પ્રસન્નતાથી મનુષ્ય મહા ગર્વમાં આવી જઈ અચ્યુત પર્વતના શિખર પરથી ભૂસકો મારે છે. દૈવના મજબૂત સપાટામાં આવી ગયેલાને ટૂકડો રોટલી માટે અનેક સ્થલે રખડવું પડે છે.

દૈવની પ્રસન્નતાથી વિદ્યા વગરનો મનુષ્ય પણ પૂજાય છે, અને દૈવની પ્રતિકૂળતાથી વિદ્વાન્ મનુષ્ય ચીથરે હાલ ફરે છે.

દૈવ જેની ઉન્નતિ કરવા ઈચ્છે છે તેને ઉચ્ચ માર્ગ દર્શાવે છે, દૈવજેની અવનતિ કરવા ઇચ્છે છે તેને છેકજ ઉતારી પાડે છે.

અહો દૈવ ! તેં શુંધાર્યું છે ? તું કંઇક ને આનંદ ના શિખરપર બેસાડે છે તથા કંઈક ને શોક સાગરમાં ફેંકી દે છે.

તારી જોડે બાથ ભીડવાને ઇન્દ્ર પણ શકિતમાન્ નથી. મનુષ્યના ગર્વને તું પલવારમાં તોડી પાડે છે. રાવણ બાણાસુર, કંસ, વૃત્રાસુર, જરાસંઘ, શુંભ મહિષાસુર, કેશી

વગેરેને તેં પગતળે દબાવી દીધા છે. તુ જ્યાં પાણી હોય છે ત્યાં જમીન કરી નાંખે છે અને જ્યાં જમીન હોય છે ત્યાં પાણી કરી નાંખે છે. તું એવીતો વિચિત્ર કૃતિ દર્શાવે છે કે સમર્થ પુરૂષોપણ ગુંચવાઈ જાય છે. તુંજ કીર્તિ અખંડિત કરે છે તથા તુંજકીર્તિને તસ્કરની પેઠે ચોરીલે છે. શાસ્ત્ર, વેદ, પુરાણ, સ્મૃતિ વગેરેમાં તારા ગુણો ગવાય છે, તારૂંબળ, તારૂંતેજ, તારી સત્તા, તથા તારો તોર અપાર છે. તારી મહા પ્રસન્નતાથી પુરૂષને અષ્ટમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે તુંજ જીવાડે છે અને તુંજ મારેછે. તુંજ ઉઠાડે છે અને તુંજ બેસાડે છે, તુંજ ગતિ આપે છે. તુંજ મતિ આપે છે. તારી પ્રસન્નતા દુઃખ રૂપી તાળું ઉઘાડી નાંખવાની ખરેખરી કુંચી છે. તારા સ્વરૂપની જાણ થવી એ કાંઇ સહેલી વાત નથી.

અરે રે ! સઘળા વૈભવનો ત્યાગ કરી હું અરણ્યમાં આવી તો અત્રે પણ આવા કષ્ટનો અનુભવ કરવો પડયો. અરે ! પણ આમ ઉચ્ચાટ કરવાનું શું પ્રયોજન છે ? દુઃખ એ અનુભવની નિશાળછે તથા વૈરાગ્યનો દૂત છે. દુઃખમાંથીજ મનુષ્યને ખરોબોધ પ્રાપ્ત થાય છે. વધારે ઉંડાણથી જોતાંતો સુખ દુઃખ એ મનની કલ્પના છે. સુખ દુઃખ એ આત્માના ધર્મો નથી કારણકે સુખ દુઃખ જડછે. અને આત્મા ચેતન છે. ચેતન અને જડનો સંયોગ સંબંધ

કદી પણ બની શકતો નથી. સુખ દુઃખ જો આત્માના ધર્મ હોય તો સુષુપ્તિ પણ ભાસવા જોઈએ પરંતુ તે વખતે ભાસતા નથી આ ઉપરથી સિદ્ધ થાય છે કે જ્યાંસુધી ચિત્ત વૃત્તિનો નિરોધ થયો નથી ત્યાં સુધી સુખ દુઃખ જણાય છે. શબરી ઉપર પ્રમાણે બોલતી હતી એટલામાં આશ્રમ નિવાસી મહાત્મા ત્યાં આવી પહોચ્યા. તેઓ શ્રીએ શબરી નું બોલવું શ્રવણ કર્યું.

તેઓ બોલ્યો–હે શબરી ! તું મહા સંસ્કારી જણાય છે. હું તારાપર અત્યંત પ્રસન્ન થયો છું. તું મારા આશ્રમ આગળ જા ત્યાં એક પર્ણકુટી બંધાવી આપીશ તેમાં તું રહેજે. તારૂં દુઃખ નાશ પામ્યું છે એમ જાણજે શબરીને ધીરજ આપી આશ્રમ આગળ મોકલી તે મહાત્મા પોતાના શિષ્યને કહેવા લાગ્યા કે હે શિષ્ય ! તેં મોટો અપરાધ કર્યો છે. આવો ક્રોધ ઋષિને યોગ્ય નથી. ક્રોધથી મહા અનર્થની ઉત્પત્તિ થાય છે તેની તને કેમ વિસ્મૃતિ થઇ ગઇ ? ક્રોધ નરકના દ્વારને ઉઘાડી નાંખે છે તે શું તું જાણતો નથી ? ક્રોધ રૂપી ચાંડાલને પવિત્ર હૃદય મંદિરમાં સ્થાન આપવું એ મોટી અયોગ્યતા છે.

પોતાના શિષ્યને ઠપકો આપી ઋષિ સ્નાન કરી પોતાના આશ્રમમાં આવ્યા. એક પર્ણકુટી બંધાવી તેમાં શબરીને રાખી. શબરી પર્ણકુટીમાં રહી એકાગ્રહ વૃત્તિથી પરમાત્માનું ભજન કરવા લાગી.

પેલા શિષ્યના અપરાધને લીધે પંપા સરોવરનું પાણી બગડી ગયું. આથી બધા શિષ્યો એકઠા મળી વિચાર કરવા લાગ્યા—એકાએક પંપા સરોવરનું પાણી બગડી જવાનું શું કારણ હશે ? પેલો ક્રોધી શિષ્ય બોલ્યો—આપણા ગુરૂએ પેલી ભીલડીને લાવી રાખી છે તે મહા દોષને લીધે પંપા સરોવરનું પાણી બગડી ગયું છે. આથી બધા શિષ્યો ગુરૂ પાસે જઈ કહેવા લાગ્યા કે હે ગુરૂ મહારાજ ! આપે ભીલડીને લાવી રાખી છે તે મહાદોષને લીધે પંપા સરોવરનું પાણી બગડી ગયું છે. માટે આપ તેનો સત્વર ત્યાગ કરો.

ઋષિએ ધ્યાન ધરી જોયું તો પોતાના શિષ્યનો અ-પરાધ જણાયો. શબરીને તે પુત્રી વત્ ગણતા હતા તેથી તેનાપર આવું કલંક આવેલુ જોઇ તે મહાત્માએ યોગાગ્નિથી પોતાના શરીરને બાળી નાખવાનો વિચાર કર્યો, તેથી તે શબરી પાસે જઇ કહેવા લાગ્યા કે હે પુત્રી ! સર્પ મને જીર્ણ કાંચ-ળીનો ત્યાગ કરે છે તેમ હું આ દેહનો ત્યાગ કરવા ઇચ્છા રાખું છું. તારે આજ આશ્રમમાં રહી ઈશ્વરની ભક્તિ કરવી ભકત વત્સલ, ભવાબ્ધિતારક, ભૂધર ભગવાન શ્રી રામચંદ્રજી તને એક સહસ્ત્ર વર્ષ પછી અત્રે દર્શન આપશે. મેં તને યોગ વિદ્યા શીખવી છે તેથી ત્યાં પર્યંત તારા દેહનો નાશ થશે નહી. રામચન્દ્રનું નામ શ્રવણ કરી પેલી ભીલડીને અત્યાનંદ

ની પ્રાપ્તિ થઇ. ઋષિએ પોતાનું શરીર યોગાગ્નિથી બાળી નાંખ્યું.

શબરીને પ્રથમ તો શોક પ્રાપ્ત થયો પરંતુ ધૈર્યામૃતનું પાન કરી ને શ્રી પ્રભુની ભક્તિ કરવા લાગી. ચાતક પક્ષી જેમ સ્વાતિ બુંદની તથા ચકોર જેમ ચન્દ્રની રાહ જુએ, તેમ તે શ્રી રામચન્દ્રની રાહ જોવા લાગી. તે દરરોજ સારાં સારાં બોર લાવી દડિયામાં ભરી રાખતી. બોરને તે ચાખી જોતી હતી. મીઠાં બોર રહેવા દેઇ ખાટાં બોર ફેંકી દેતી હતી. કેટલીકવાર તે આંખમાં અશ્રુ લાવી બોલી ઉઠતી હતી કે મારે ઘેર રામચન્દ્રજી કયાંથી આવે ? રંકને હાથ રત્ન કયાંથી ચઢે ? અંધ મનુષ્ય સૃષ્ટિ સૌંદર્ય કેવી રીતે નિહાળી શકે ?

અરે ! પણ હું આવા તર્કો શા માટે કરૂં છું ? ચંદ્રમાં ઉષ્ણતા હોતી નથી. કમલમાં કઠિનતા હોતી નથી. માલતીમાં દુર્ગંધ હોયજ કયાંથી ? જ્ઞાનીમાં અજ્ઞાન હોતુંજ નથી. નીતિજ્ઞમાં અનીતિની કલ્પના કરવી વ્યર્થ છે. સૂર્યમાં અંધકાર હોતોજ નથી તેમ ઋષિનું વચન કોઇ દિવસ અસત્ય હોતુંજ નથી.

મનુષ્ય પોતાના મનની નબળાઇને લીધેજ અવળા તર્કો કરે છે. શ્રીરામચન્દ્ર ઋષિનું વચન સત્ય કરવા લક્ષ્મણ અને સીતા સહિત તે આશ્રમ આગળ આવી પહોંચ્યા.

શબરી આતુરતાથી રામચન્દ્રની રાહ જોતી હતી. અંતઃકરણ માં જેવા સ્વરૂપનું ધ્યાન ધરતી હતી તેવુંજ સ્વરૂપ જોઇ આજ રામચન્દ્ર છે. એમ પેલી શબરી જાણી ગઇ. આથી તરતજ તે બોલી ઉઠી "હે દીનવત્સલ! આજે આપે મારાપર મોટી કૃપા કરી.

નિર્ધનને ધન મળ્યાથી જેવો આનંદ થાય તેવોજ આનંદ મને થયો છે. આપે આજે મારો આશ્રમ પાવન કર્યો. આપના પવિત્ર દર્શનથી મને અષ્ટમા સિદ્ધિનો લાભ થયો છે. હે કૃપા નાથ! હે દયા સિંધુ! હે ભકત વત્સલ! હે જગદીશ્વર! આપ સર્વદા ભકતનું પાલન કરો છો. હું આપની બહુ વખતથી રાહ જોતી હતી. મારી આશા ફલીભૂત થઇ છે. હું કૃતકૃત્ય થાઉં છું. આપની પ્રસન્નતા મનુષ્યને જન્મ મરણના ફેરામાંથી દૂર કરે છે. વધારે શું કહું ? આજે મને જે આનંદ થાય છે. તે બ્રહ્માંડમાં પણ સમાઇ શકે એમ નથી. શ્રી રામચન્દ્ર બોલ્યા હે શબરી! તારી ભકિત હું જાણું છું. મારી કૃપાથી તું મહાસુખનો અનુભવ કરીશ. જે શુદ્ધ અંતઃકરણથી મારૂં ભજન કરે છે, તેને અવશ્ય ઉત્તમ લાભની પ્રાપ્તિ થાય છે. પૂર્વે ધ્રુવ પ્રલ્હાદ અંબરીષ વગેરે મારા ભકતો મારી પ્રસન્નતાથી ઉત્તમ સુખને પ્રાપ્ત થયા છે. યંત્રીની ઇચ્છાથી જેમ યંત્ર ગતિ કરે છે, તેમ મારી ઇચ્છાથી આ સંસાર ઉત્પન્ન

થશે। છે. મારી માયામાં ફસાઇ જઇ મનુષ્ય અહુંતા મમતામાં ડૂબી જાય છે. હજારોમાં કોઇકજ મારે માટે પ્રયત્ન કરે છે. અને પ્રયત્ન કરનારમાં પણ મારૂં સ્વરૂપ તો કોઇ કજ જાણે છે.

એક દૈવી સંપત્તિ છે અને બીજી આસુરી સંપત્તિ છે. દૈવી સંપત્તિનું સેવન કરનાર પરમસુખનો ભોકતા થાય છે. આસુરી સંપત્તિને વશ થયેલા મનુષ્યો મારૂં ભજન નહીં કરતાં વિષય સુખને પ્રિય ગણે છે. નાચ, ગાન, તાનના ધ્યાનમાંજ ગુલતાન બને છે. સમયનો તેઓ ઘણોજ નઠારો ઉપયોગ કરે છે.

આ મારી સ્ત્રી છે, આ મારો પુત્ર છે, આ મારી સમૃદ્ધિ છે, આ મારૂં ગૃહ છે, આ મારી ગાડી છે, આ મારી માતા છે, આ મારો પિતા છે, આ મારો મિત્ર છે, આ મારો બંધુ છે, એવા મિથ્યા મોહમાં ફસી પડે છે.

ભકિત એ ચિંતામણિની પેઠે ઇચ્છિત પદાર્થ આપનારી છે પરંતુ મૂર્ખ મનુષ્યોને તેનું ભાન હોતું નથી. સરોવરમાં રહેલો દેડકો કમલની ખૂબી જાણતો નથી, તેમ મૂર્ખ મનુષ્ય મને ઓળખતો નથી. કોઇ પણ એવું સ્થલ નથી કે જયાં હુ ના હોઉં. મનુષ્યો મારૂં વ્યાપકત્વ ભુલી જઇ અહિંસા ધર્મનો ત્યાગ કરે છે. હિંસાથી તારૂં હૃદય કંપી ઉઠયું તે ઘણુંજ સારૂ થયું. જેનું મન કોમલ છે.

તે સર્વદા હિંસાથી દૂરજ રહે છે. બોલ! બીજું હું તારૂં શું પ્રિય કરૂં ?

શબરી બોલી કૃપાનાથ! આપના પધારવાથી મને સર્વ વસ્તુ પ્રાપ્ત થઈ ચૂકી. શું કલ્પવૃક્ષ પાસેજ હોય તો કોઈ પણ પ્રકારની ન્યૂનતા રહે છે? મારા જેવી નીચ જાતિની સ્ત્રીપર આટલો બધો પ્રેમ દર્શાવો છો તે યોગ્યજ છે કારણકે આપનામા નિર્દયતા તથા વિષમતા નથી. આપને તો રંક અને રાય બન્ને સમાન છે.

હે પ્રભુ! ઉત્તમ બોધ આપી આજે આપે મારૂં હૃદય પવિત્ર કર્યું છે. આપના અનંત ગુણોનું વર્ણન કરતાં મોટા ઋષિઓ પણ હારી ગયા છે તો પછી મારૂં શું ગજું? હે દીન બંધુ! આ બોર મેં આપને માટે રાખી મૂક્યાં છે તે કૃપા કરી ગ્રહણ કરશો. રામચન્દ્રે ભીલડીના ચાખેલાં બોર ગ્રહણ કર્યાં અને પ્રસન્ન કરી ગયા. અગ્નિમાં સર્વ પદાર્થ નાંખવાથી તે જેમ અપવિત્ર થતો નથી તેમ ઇશ્વર કોઈપણ પદાર્થથી અપવિત્ર થતા નથી. વળી ઇશ્વરનું શરીર પંચભૌતિક નથી. મનુષ્ય શરીર પંચ મહાભૂતનું બનેલુ હોવાથી પાપ પુણ્યનો સ્પર્શ તેનેજ થાય છે. શાસ્ત્રો મનુષ્યો માટે છે. ઇશ્વર માટે નથી.

ભક્તોનુ રક્ષણ કરવા માટે, દુષ્ટોનો નાશ કરવા માટે, વેદધર્મનું સ્થાપન કરવા માટે, નાસ્તિકોના મતનું

ખંડન કરવા માટે, કુમાર્ગને કાપી સન્માર્ગ દર્શાવી આપ-
વા માટે, ઇશ્વર વારંવાર અવતાર ધારણુ કરે છે. શબરી
ઉપર શ્રી રામચંદ્રે આટલી બધી કૃપા કરી તેથી બીજા
શિષ્યો આશ્ચર્ય પામ્યા. શબરીની પરમ ભકિત જોઇ તેઓ
તેને દેવી બરાબર માનવા લાગ્યા. શબરીએ અહિંસા ધર્મ
પાળ્યો તેથી તેને શ્રી રામચંદ્રનો મેળાપ થયો અને પરમ
પદને પ્રાપ્ત થઇ. આવી રીતે જે મનુષ્ય અહિંસાધર્મનું
સેવન કરે છે તેને એવું તો ઉત્તમ સ્થાન પ્રાપ્ત થાય છે
કે તેનું વર્ણન કરવાને વાણી કેવલ અસમર્થ છે. પૂર્વે એક
મોટા અરણ્યમાં નિંદિત આચરણવાળો, કાલથી વધુ નિર્દય,
પર્વતથી પણ વિશેષ કઠિન અંતઃકરણવાળો હિંસા ધર્મ
નું વારંવાર સેવન કરનારો, મહા પાપી વ્યાધ રહેતો હતો
કજ્જલ પણ તેના વર્ણથી શરમાઇ જાય. તેની આંખ અ-
ગ્નિ જેવી લાલ હતી. તે ટુંકા પગવાળો તથા પહોળી
છાતીવાળો હતો. તેના બાહુમાં અત્યંત બળ હતું. તેના
મેઘ સમાન ગંભીર અવાજથી જંગલી પશુઓ પણ મલ
મૂત્ર કરી દેતાં હતાં તો પછી તેની ભયાનક આકૃતિ જોઇ
મનુષ્યનું હૃદય વિજળીના પ્રહારની પેઠે કંપી ઉઠે એમાં
આશ્ચર્ય શું ? તેના અતિશય નિર્દય કૃત્યને લીધે સંબંધી
ઓએ પણ તેનો ત્યાગ કર્યો હતો. તેને કોઇપણ પ્રિય ન
હોતું. સર્પને પણ સર્પણી પર પ્રેમ હોય છે, પરંતુ તેને

તો પોતાની પ્રિયા પર પણ પ્રેમ ન હોતો. તે દુષ્ટ પારધી દરરોજ જંગલમાં જઇ અનેક પશુઓ તથા પક્ષીઓને મારી નાંખતો હતો. આવી રીતે જીવ હિંસા કરતાં તે દુરાત્માનો ઘણો કાળ વ્યતીત થઇ ગયો. પરંતુ ધર્મ શું છે તેનું તેને સ્વપ્ને પણ ભાન થયું નહીં. વાયુને વશ થયેલું તૃણ ગમે તે દિશામાં ભમે, તેમ અધર્મને વશ થયેલો તે દુષ્ટ પારધી ગમે તેમ ફરતો હતો. એક દિવસ તે પારધી રોજના નિયમ પ્રમાણે હિંસા કરવા જંગલમાં ગયો, એવામાં વંટોળીઓ થયો. વાદળાંથી આકાશ ભરપૂર થઇ ગયું અને વિજળી ચમકવા લાગી, થોડીવારમાં પુષ્કળ મેઘ પડવા લાગ્યો. તે વન પાણીથી ભરપૂર થઇ ગયું. વાયુથી જેમ વૃક્ષ કંપે, તેમ પેલો પારધી શીતથી કંપવા લાગ્યો. તેણે પોતાની બિહામણી આંખથી ચોદિશા તરફ નજર કરી કિંતુ એક પણ સ્થલ તેને પાણી વિનાનું જણાયું નહીં. યદ્યપિ તે મહા શૌર્યવાળો હતો તદ્દપિ આ વખતે તે કિંચિત્ પણ ધૈર્ય ધારી શક્યો નહીં. આમ તેમ જોતો હતો એવામાં એક કપોતી તેની દૃષ્ટિએ પડી. પોતે આટલી બધી પીડામાં હતો છતાં પોતાના જાતિસ્વભાવને વશ થઇ તેણે પેલી કપોતીને પકડી પાંજરામાં પૂરી દીધી. દુઃખથી પોતે અત્યંત ઘેરાયો હતો છતાં બીજાને દુઃખ દેવાને ચૂક્યો નહિ. હજારો ઉપાયો કામે લગાડો પરંતુ પ્રકૃતિનો નિ-

ગ્રહુ થઈ શકતો નથી ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે

**प्रकृतिं यांति भूतानि निग्रह किं करिष्यति.**

ગર્દભને અશ્વ સાથે બાંધો પરંતુ તે પોતાની કઠોર વાણીનો ત્યાગ કરી અશ્વ સમાન કદાપિ થશે નહિ. કાક પક્ષીને હંસ સાથે રાખો પરંતુ તે કાકા કરવાનું છોડશે નહિ. સર્પને ગમે તેટલું દૂધ પાઓ પરંતુ તે પોતાનું વિષ કદાપિ મૂકશે નહિ. વ્યાઘ્રને ગમે તેટલો કેળવો પરંતુ તે પોતાના ક્રૂર સ્વભાવનો કદી પણ ત્યાગ કરશે નહિ. પાપી મનુષ્યને ગમે તેટલો બોધ આપો પરંતુ નિંદિત કર્મ કરવાને તે કદાપિ ચૂકશે નહિ. માર્જારીના ઉદરમાં ક્ષીરનો ટકાવ થતો નથી, તેમ પાપી મનુષ્યના હૃદયમાં ઉત્તમ બોધ ઠસતો નથી કપોતીને લઇ પેલો પાપી પારધી મહા શ્રમે આગળ ચાલવા લાગ્યો. એવામાં તેની દૃષ્ટિ એક મોટા ઝાડપર પડી તે ઝાડપર પુષ્કળ પત્રો તથા પુષ્પો થતાં હતાં. અને તેથી તેનાપર અનેક પક્ષીઓ વસતાં હતાં. જાણે વિધિ એ પરોપકારાર્થે તે ઝાડ ઉત્પન્ન કર્યું હોય એમ લાગતું હતું.

થોડી વારમાં આકાશ નિર્મલ થઇ અનેક તારાઓ હીરાની કણી પેઠે પ્રકાશવા લાગ્યા. અનેક કુમુદ વડે વ્યાપ્ત જલવાળું મોટું સરોવર હોય એવું રમણિક આકાશ જણાયું પુષ્પધન્વા (કામદેવ)ને રમવાનો દડો આકાશમાં ફેંકયો હોય એવો ચન્દ્ર અત્યંત આનંદ આપવા લાગ્યો. શીતથી

ધ્રુજતો પેલો દુષ્ટ પારધી આમ તેમ જોવા લાગ્યો. તે બોલ્યો કે અરે રે ! આજે આ શું થયું ? આવી પીડાનો મેં કદી પણ અનુભવ કર્યો નથી. મહેતાજીના ત્રાસથી છોકરાઓ થરથર ધ્રુજે તેમ ટાઢથી મારૂ શરીર થર થર ધ્રુજે છે અત્રેથી મારૂં ઘર પણ ઘણું દૂર છે. રાત્રી ઘણી ગયેલી છે. તથા માર્ગમાં પાણી ભરાઇ ગયું છે. માટે આ ઝાડ નીચેજ વિશ્રાંતિ લઉં. એમ કહી તે બેસી ગયો અને થોડીવાર પછી સૂઇ ગયો. તે વૃક્ષની ડાળપર એક કપોત પક્ષી ઘણા વખતથી વસતો હતો. તેની સ્ત્રી ઘણા વખતથી ચારો લેવા ગઇ હતી તે પાછી આવી નહોતી. રાત પડી તે જોઈને તે કપોત અત્યંત ખિન્ન થવા લાગ્યો. તે નીચે પ્રમાણે વિલાપ કરવા લાગ્યો. અરે ! વાયુ અને વૃષ્ટિને લીધે મારી કોમલ પ્રિયાનો નાશ તો નહીં થયો હોય? અદ્યાપિ પર્યંત પાછી કેમ આવી નહિ ? એના વિના આ પ્રાણ વધુ વખત ટકી શકે એમ નથી. અરેરે ! એના ઉત્તમ ગુણોનું કિંચિત્ સ્મર થતાંજ મારૂં હૃદય ફાટી જાય છે. મને માઠું લાગે એવો શબ્દ એણે કોઇ દિવસ કાઢયો નથી. ગમે તેવું કષ્ટ ખમી એણે શુદ્ધ હૃદયથી પતિની સેવા કરી છે. હું એનાપર ઘણીવાર કઠોર શબ્દોનો પ્રહાર કરતો હતો પરંતુ એનામાં કોઇ દિવસ મેં વિકાર દીઠો નથી. ચન્દ્રને જોઇ જેમ કુમુદ ખીલે છે. તેમ મને જોઇ એ તરતજ આનંદમાં આવી જતી હતી.

અરેરે! જે ઘરમાં સ્ત્રી રૂપી ઉત્તમ રત્ન નથી તે ઘર અવશ્ય સ્મશાન તુલ્યજ છે. સ્ત્રી એજ ઘરનું ખરૂં ભૂષણ છે. શું મારી મધુર કંઠવાળી સ્ત્રીનો પુનઃ મેળાપ નહીં થાય? વિધાતા! તે આ શું કર્યું? રંકનું રત્ન તે શા માટે છીનવી લીધું? અણધાર્યો આ શો કોપ? સ્ત્રી વડેજ યજ્ઞાદિ મોટી મોટી ક્રિયા થાય છે અને તેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. વળી સ્ત્રી વડેજ પુત્રની પ્રાપ્તિ થાય છે કે જે પુત્ર નરકમાંથી પિતાનો ઉદ્ધાર કરે છે. કદી હું દૂર જતો હતો અને મને વાર લાગતી હતી તો એ સાધ્વી સ્ત્રી શોકના સાગરમાં ડુબી જતી હતી. મારા વિના એણે કોઇ દિવસ ખાધું પણ નથી. સાધુ વૃત્તિવાળી, સુખ દુઃખમાં ભાગ લેનારી, મને પરમેશ્વર તુલ્ય સમજી અનન્ય ભકિત રાખનારી, ઉત્તમ ચાલવાળી તથા અત્યંત નમ્ર એવી મારી પ્રિયા વિના મારે જીવી શું કરવું છે? મારાથી એ કદી વધુ વખત દૂર રહી નથી. મારો વિયોગ એને કારી ઘા કરતાં પણ વધુ દુઃખી કરતો હતો. અંતઃકરણમાં દુઃખની જે તીવ્ર લાગણી ઉત્પન્ન થાય છે તેનું વર્ણન કરવા હું કેવલ અસમર્થ છું, પ્રેમની પીડા એવી તો અવર્ણનીય છે કે મોટા મોટા ઋષિઓ પણ એનાથી છક્કડ ખાઇ ગયા છે તો પછી મારૂં શું ગજું? શુદ્ધ પ્રેમીને પ્રિયાના વિરહથી જે દુઃખ થાય છે તેતો એનો

અનુભવીજ જાણે. દરદી હોય છે તેજ જાણે છે કે દરદથી આટલી પીડાનો અનુભવ કરવો પડે છે. જેના હૃદયમાં પ્રેમ નથી તે શુષ્કજ ગણાય છે. લોહ જેવી જડ વસ્તુ પણ જયારે ચુંબક દેખી આકર્ષાય છે તો પછી મનુષ્ય પ્રેમથી ખેંચાય એમાં આશ્ચર્ય શું છે? અહો! મારી પ્રેમાળ પ્રિયા પ્રેમના અલૌકિક મંત્રથી અંતઃકરણની વેદના દૂર કરતી હતી પર્વતમાંથી જેમ સરિતા વહે તેમ એના નિર્મલ પ્રેમનું સ્મરણ કરતાંજ મારી આંખમાંથી અશ્રુ ખરી પડે છે. પાર્વતી જેમ શંકરની, લક્ષ્મી જેમ વિષ્ણુની, રન્નાદે જેમ રવિની, રોહિણી જેમ ચન્દ્રની, સાવિત્રી જેમ બ્રહ્માની, શચી જેમ ઇન્દ્રની, અરૂંધતિ જેમ વસિષ્ઠની, તથા અનસૂયા જેમ અત્રિની સેવા કરે તેમ શુદ્ધ મનથી મારી સેવા કરી પોતાનું શ્રેષ્ઠત્વ સ્થાપિત કરતી હતી. ગૃહસ્થાશ્રમ એ અત્યંત શ્રેષ્ઠ કહેવાય છે. બ્રહ્મચારી તથા સંન્યાસી પણ ગૃહસ્થને ત્યાં આવીનેજ ભિક્ષા માંગે છે. યજ્ઞાદિ મોટી મોટી ક્રિયાપણ ગૃહસ્થજ કરી શકે છે. મોટાં મોટાં પુણ્યના કામો ગૃહસ્થજ કરી શકે છે. મારી પ્રિયાની સાત્વિક વૃત્તિ જોઇ હું હંમેશાં રાજી રહેતો હતો. અરેરે! આ ગરીબનું ઘર ભાંગી ગયું! વિધાતાએ અમારૂં સુખ છીનવી લીધું. મેં જે જે આશા બાંધી હતી તેને નષ્ટ થઇ ગઇ! પરમાત્માની ઇચ્છા વિના એક તણખલું પણ

ગતિ કરતું નથી કર્મની ગતિ બળવાન છે. એ કર્મ કોઇને હસ્તીપર બેસાડે છે અને કોઇને ગર્દભપર બેસાડે છે. કોઇને રાજા બનાવે છે અને કોઇને રંક બનાવે છે કોઈને વિદ્વાન્ બનાવે છે અને કોઇને મહા મૂર્ખ બનાવે છે. કોઇને પરમ સુખના ઉપવનમાં લઇ જાય છે. અને કોઈને દુઃખના કાનનમાં ઘસડી જાય છે. કર્મની ગતિ ગહન છે. એવું અનુભવીનું કહેવું સત્યજ છે. રામ! રામ! હવે હું શું કરૂં ? કયાં જાઉં ? મને કાંઇ સૂઝતું નથી. મારૂં હૃદય કંપે છે. બધી દિશાઓ મને શૂન્ય જણાય છે. અરેરે! હે સાધ્વી સ્ત્રી ! તું એકવાર આવી મને મળ. વેલી પરથી ખરતાં પુષ્પો જેવી કોમલ વાણીથી મને આનંદિત કર પ્રેમોદધિથી અંતઃકરણમાં સળગી રહેલા દુઃખના અગ્નિને સત્વર શાંત કર. જે સ્ત્રી પતિનેજ ઉત્તમ દેવતા માને છે, પતિ સિવાય અન્ય પુરુષને પિતા તથા બંધુ તુલ્ય ગણે છે, પતિનેજ પરમેશ્વર માને છે, પતિનેજ ઉત્તમ ગતિ માને છે, પતિનેજ પોતાનું હિત કરનાર માને છે, તથા પતિનેજ ધન માને છે, તે સ્ત્રીને હજારોવાર ધન્ય છે. પુષ્પ વિના બાગ શોભતો નથી, તેમ સ્ત્રી વિના ઘર શોભતું નથી અને તેથીજ વિષ્ણુ જોડે લક્ષ્મી રહે છે, શંકર જોડે પાર્વતી રહે છે, સૂર્ય જોડે રન્નાદે રહે છે, ઇંદ્ર જોડે શચી રહે છે, તથા બ્રહ્મા જોડે સાવિત્રી રહે છે. ધર્મશાસ્ત્રમાં

ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતાનું અત્યંત ઉત્તમ વર્ણન કરેલું છે અને તે સત્યજ છે.

કપોતને આવી રીતે વિલાપ કરતો સાંભળીને તેની સાધ્વી સ્ત્રી નીચે પ્રમાણે બોલવા લાગી. આહા ! મારા સ્વામીનો મારાપર કેટલો બધો પ્રેમ છે ? જે સ્ત્રીનો પતિ સદ્‌ગુણી તથા પ્રેમી હોય છે તે સ્ત્રીને શી વાતની ન્યૂનતા છે ? જે સ્ત્રી પોતાના પ્રિયતમને પ્રસન્ન કરતી નથી તે સ્ત્રીનો અવતાર વૃથાજ છે મારા સ્વામી મારા વિના ક્ષણ પણ રહી શકતા નથી એ મારૂં પરમ ભાગ્ય છે. જે ગુણોને હું પાત્ર નથી તે ગુણોનું વિસ્તૃત વર્ણન મારાપતિ કરે છે એ કેવલ પ્રેમનુંજ પરિણામ છે. સ્ત્રીને પતિ સિવાય અન્ય કોઇ પૂજ્ય નથી અને તેથી હું મારા પતિની સેવા કરૂં એમાં કાંઇ આશ્ચર્ય નથી પરંતુ મારા સ્વામી મારાપર આટલો બધો પ્રેમ રાખે છે એ આશ્ચર્ય નહીં તો બીજું શું ? પારધીએ પકડેલી હતી છતાં દયા જેના હૃદયમાં રમી રહી હતી એવી તે ઉત્તમ ચરિત્ર વાળી કપોતી પોતાના સ્વામીને નીચે પ્રમાણ કહેવા લાગી હે પરમકૃપાળુ મહાપ્રેમી પૂજ્ય સ્વામીનાથ ! હું તમને તમારા કલ્યાણનો માર્ગ દર્શાવુ તે તરફ લક્ષ આપો. આ પારધી તમારા ઘર આગળ આવ્યો છે માટે એનું રક્ષણ કરો. શરણાગતનું રક્ષણ કરવું એ પરમ ધર્મ છે.

ગૃહસ્થે અતિથિ યજ્ઞને અંતઃકરણથી માન આપવું જોઇએ એ બીચારો પારધી શીત અને ભૂખથી પીડાય છે. માટે તમે એનો સત્કાર કરો. જે કોઇ બ્રાહ્મણની હત્યા કરે કિંવા લોકની માતારૂપ એવી ગાયની હત્યા કરે તેમજ શરણે આવેલાની હત્યા કરે તે ત્રણેનું પાપ સમાન છે. તમે જ્ઞાની છો. ગૃહસ્થના ધર્મ કેવો હોય છે તે તમે સારી રીતે જાણો છો તમે સુજ્ઞ છો. આજે તમારે મોટો ધર્મ દર્શાવી આપવાનો સમય આવ્યો છે. પરમાત્માની પરિપૂર્ણ કૃપા હોય છે તોજ આવો શુભ સમય આવે છે. આ પારધી એ મને પાંજરામાં કેદ કરેલી છે તેનો તમારે વિચાર કરવો નહિ. તમને અન્ય સ્ત્રી પ્રાપ્ત થશે, કિંતુ આવો ઉત્તમ લાભ પુનઃ પ્રાપ્ત થશે નહીં. ગુણી બીજાના દોષોને દૂર કરી ગુણજ ગ્રહણ કરે છે. સર્વ ભૂત પ્રાણી મિથ્યા પ્રવૃત્તિમાં ખેંચાય છે. અર્થ સંપાદન કરવાને નાના પ્રકારના ખેલો ખેલે છે. ઉત્તમ વસ્તુનો ત્યાગ કરી અધમને ગ્રહણ કરે છે. બાહ્ય આડમ્બરથી લોભાઇ જઇ પાપીને પણ પુષ્કળ માન આપે છે. તેનો પડતો બોલ ઝીલી લે છે. સ્વાર્થમાં ખેંચાઈ ગયેલાને ઉત્તમ અધમની કલ્પનાજ હોતી નથી, હે સ્વામી નાથ! ધર્મજ પિતા છે, ધર્મજ બંધુ છે ધર્મજ પ્રાણી માત્રનું કલ્યાણ કરનાર છે. ધર્મજ સ્વર્ગના દરવાજા ખુલ્લા કરનાર છે. ધર્મથીજ મનુષ્યની ઉન્નતિ થાય છે,

ધર્મજ સાચો મિત્ર છે, ધર્મજ સાચા સ્નેહી છે, ધર્મજ દિશાદર્શાવે છે, ધર્મજ પરમ સુખને પ્રાપ્ત કરાવે છે, ધર્મજ શોક રૂપી અહિને હણી આનંદના બગીચામાં વિહાર કરાવે છે, ધર્મજ ચિંતામણિ છે, તથા ધર્મજ કલ્પ વૃક્ષ છે. માટે તમે ધર્મ તરફજ લક્ષ આપો. આ પ્રમાણે બોલી તે કપોતી પોતાના પ્રિયતમ તરફ જોવા લાગી.

આહા! કેવી ઉત્તમ દયા! કેવું કોમલ મન! કેવા ઉત્તમ વિચાર! અંતઃકરણની કેટલી કોમલતા!

પોતાની સ્ત્રીનું કહેવું સાંભળીને કપોત તે પશુ તથા પક્ષીઓને મારી નાંખનાર મહા નિર્દય પારધીનું પૂજન કરવા તત્પર થયો. વૃક્ષપરથી તે નીચે આવ્યો અને પેલા પારધીને કહેવા લાગ્યો—હે પારધી! આજે તમે મોટી કૃપા કીધી. આ રંકનું ઘર આજે પાવન કર્યું. તમે ભલે પધાર્યા. હું તમારી શી સેવા કરૂં? કૃપા કરી કહો. આ રંક સેવક હાજર છે. તમારી શી ઈચ્છા છે? તમારે કાંઇપણ ચિંતા ધરવી નહીં. તમે તમારા ઘરમાંજછો એમ સમજજો. શત્રુ પણ પોતાને ઘેર આવે ત્યારે તેનું યોગ્ય આતિથ્ય કરવું જોઇએ. કેમકે વૃક્ષનો કાપનાર વૃક્ષની નીચે આવે છે તો શું તે પોતાની છાયા તેના ઉપરથી ખેંચી લે છે? શાસ્ત્ર પુરાણ ડંકો વગાડીને કહે છે કે શરણે આવેલાનું રક્ષણ કરો. ગૃહસ્થે હંમેશાં પંચ મહાયજ્ઞનું સેવન કરવું જોઇએ જે પુરુષ

ગૃહસ્થાશ્રમી થઈને મોહ વશ થઇ પંચમહાયજ્ઞ કરતો નથી તે આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે. દેવતાઓ તથા પિતૃઓ તેનાપર અપ્રસન્ન થાય છે. તમારી જે ઇચ્છા હશે તે પ્રભુ કૃપાથી હું પૂરી પાડીશ માટે વિશ્વાસ રાખી મને કહો.

કપોતનું કહેવું સાંભળી પારધી બોલ્યો–મને ટાઢ ઘણી વાય છે માટે તાપણું કરી તું મારૂં રક્ષણ કર.

પારધીનું કહેવું સાંભળી તે દયાળુ કપોતે પાંદડાંનો મોટો ઢગલો કર્યો અને પછી અગ્નિ લેવા ઉડી ગયો. થોડી વારમાં અગ્નિ લઇ આવ્યો અને તે પેલાં પાંદડાંમાં મૂકયો. મોટો ભડકો કરીને તેણે પેલા પારધીને કહ્યું–આવો અને તમારી ટાઢ દૂર કરો. ગભરાશો નહિ. તમારો સેવક તમારી આજ્ઞા માથે ચઢાવશે. તમે ભય તથા શંકાનો ત્યાગ કરો. બહુ સારૂં એમ કહી પેલો પારધી તાપવા લાગ્યો. ટાઢ દૂર થયા પછી તે કપોતને કહેવા લાગ્યો—"હે દયાળુ કપોત મને ભૂખ ઘણી લાગી છે માટે કાંઇ ખાવાનું લાવ.

પારધીનું કહેવું સાંભળીને કપોત મનમાં વિચાર કરવા લાગ્યો કે મારો એવો વૈભવ નથી કે હું આ પારધી-ની ભૂખનો નાશ કરૂં. અમે વનમાં રહીએ છીએ. અમે કંઈ પણ સંગ્રહ કરતા નથી વનમાંથી જે મળી આવે છે તે-નાથી અમારૂં ગુજરાન ચલાવીએ છીએ આ વિચારથી તેનું ખીલેલું મુખ ઝાંખુ પડી ગયું તથા તેની આંખમાંથી અશ્રુ

ધારા નીચે પડવા લાગી. તે નીચે પ્રમાણે કહેવા લાગ્યો. જો મેં અન્નનો સંગ્રહ કર્યો હોત તો આ વખતે કેટલો બધો ઉપયોગી થઈ પડત. આ પારધીને આપી હું ધર્મનું યથાર્થ પાલન કરત, પરંતુ સંગ્રહ ના હોવાથી મારે આ પારધીને કેવી રીતે તૃપ્ત કરવો ? અરે પણ આમ ઉચ્ચાટ કરવાનું શુ પ્રયોજન છે ? હું મારો દેહજ આ પારધીને અર્પણ કરૂં, અંતે તો આ દેહ પડવાનોજ છે. શરણે આવેલાનું રક્ષણ કરવામાં આ દેહનો ઉપયોગ થાય એતો પરમ ભાગ્ય છે. એમ વિચાર કરી તે પેલા બળતા અગ્નિ પાસે ગયો અને બોલ્યો—મેં પૂર્વ ઋષિઓ દેવતાઓ તથા મહાત્મા પિતૃઓનો અતિથિ પૂજન એજ મોટો ધર્મ છે એમ સાંભળ્યુ છે. હે પારધી ! માટે તું મારો અંગીકાર કરજે. હું તને સત્ય કહું છું. અતિથિ પૂજન એજ પરમ ધર્મ છે, એમ મારૂં માનવું છે. પછી તે દયાળુ કપોતે ત્રણવાર અગ્નિની પ્રદક્ષિણા કરી અત્યાનંદથી તેમાં પ્રવેશ કર્યો. કપોતને અગ્નિમાં પડેલો જોઇ પારધીનું હૃદય એકાએક કંપી ઉઠયુ. કપોતની સાત્વિક વૃત્તિએ તેનામાં પ્રવેશ કર્યો. જેમ સૂર્યથી અંધકાર પલાયન કરી જાય છે તેમ સાત્વિક વૃત્તિના ઉદયથી રાજસી તથા તામસી વૃત્તિ પલાયન કરી ગઇ. નિર્દયતાનો મેલ ધોવાઇ ગયો અને તેથી તેને નીચે પ્રમાણે બોલવા લાગ્યો અહો ! મેં કેવી ભૂલ કરી છે ? મારો વાસ રૈરવ નરકમાં

થશે એમાં કિંચિત્ સંશય નથી. મેં આજ સૂધીમાં અનેક પશુઓને તથા પક્ષીઓને મારી નાંખ્યાં છે. ધર્મ એ શું છે એનો મેં સ્વપ્નને પણ વિચાર કર્યો નથી. શાસ્ત્રકારો જે દયાની અત્યંત પ્રશંસા કરી રહ્યા છે તે દયાનેજ દેશવટો આપી હું મુદિત થતો હતો. અપરાધ વિના બિચારાં પશુ પક્ષીઓનો મેં ઘાણ કાઢી નાંખ્યો છે. મારા પાપને પાતાળમાં છૂપાવી રાખું તો ત્યાંથી પણ તે પ્રકટ થયા વિના રહે એમ નથી. મને હજારોવાર અરે લાખોવાર ધિક્કાર છે. અહો! આ કપોતની કેવી સાત્વિક વૃત્તિ! મને એણે મોટો ઉપદેશ આપ્યો છે. મોહથી દેવાઇ ગયેલી મારી આંખ એણે ઉઘાડી છે. પર્વત કરતાં પણ વધુ કઠિન મારા અંતઃકરણને એણે નવનીત કરતાં પણ વિશેષ નરમ બનાવ્યું છે. એ મારો ગુરુ બન્યો છે. શું પક્ષીમાં પણ આટલી બધી દયા હોય છે? પારકાનું દુઃખ જોઇ જેનું હૃદય પીગળી જાય, અક્ષિમાંથી અશ્રુ ખરી પડે, શરીરમાં કંપ ઉત્પન્ન થાય તેજ ખરો દયાળુ છે. અરે ભાઈ કપોત! તેં આ શું કર્યું! અવશ્ય તું કોઇ સંસ્કારી જીવ હતો. સંસ્કાર વિના પક્ષીની યોનિમાં તને આવી ઉત્તમ બુદ્ધિની પ્રાપ્તિ ક્યાંથી થાય? જે જે સંસ્કારી જીવ છે તે તે જગતનું કલ્યાણ કરીનેજ સ્થૂલ દેહને તજી દે છે. યદ્યપિ એવા સંસ્કારી જીવને માટે મોક્ષના દરવાજા ખુલ્લા છે પરંતુ પૃથ્વીપરથી એવી અનુપમ વ્યક્તિ અદૃશ્ય થતાં સર્વભૂતપ્રાણી કંપી ઉઠે છે. હે

કપોત ! તારૂં શરીર અગ્નિમાં બળી ગયેલું જોઇ મારૂં હૃદય ચીરાઇ જાય છે. વંટોળીઆને વશ થયેલા વહાણુની પેઠે મારૂં મન તળે ઉપર થઈ જાય છે. આજે સંસારપર મને મોટો અભાવ આવ્યો છે. હવે તો સ્ત્રી પુત્ર ઘર વગેરે નો ત્યાગ કરી અરણ્યમાં રખડી પ્રભુની ભકિત કરીશ, તથા આજ પછી કોઈને પણુ દુઃખ આપીશ નહીં. મનુષ્યના મગજમાં જયારે ધુન ભરાય છે ત્યારે તેને કોઇની પણુ શીખામણ યોગ્ય લાગતી નથી, પરંતુ જયારે સંસ્કાર ખીલે ત્યારેજ તે સુધરે છે. હવે તો અત્યુત્કંઠાથી અહિંસાનુંજ સેવન કરીશ. કદી મારા દેહના હુજારો કકડા થઇ જશે પરંતુ ડરીશ નહીં. ધન્ય છે ! કપોત ધન્ય છે ! તારી કેટલી પ્રશંસા કરૂં ? તારી પ્રશંસા કરવા માટે મારી વાણીમાં પૂરતા શબ્દો નથી. ગ્રીષ્મઋતુના તળાવની પેઠે આ દેહને હું શુષ્ક કરી નાંખીશ. સુખ દુઃખ હર્ષ, શોક, ટાઢ, તાપ એ દ્વંદ્વનું સહુન કરીશ. ધૃતિ, ક્ષમા, દમ, યમ તથા નિયમ ધારણુ કરીશ. પુષ્પ તથા ફલનોજ આહાર કરીશ. અતિથિ પૂજન કેવું હોવું જોઇએ તે આ કપોતે મને બતાવી આપ્યું છે. અહિંસા ધર્મ પાળવાથી ઉત્તમ સ્થાનની પ્રાપ્તિ થાય છે એવું જે ઋષિ મુનિઓ વદે છે તે સત્યેજ છે. આ પ્રમાણે બોલી પેલા પારધીએ પોતાની લાકડી શલાકા જાળ પાંજરૂં અને તેમાં રાખેલી કપોતી એ સર્વને છોડી મૂકીને તજી દીધાં,

પારધીના ગયા પછી શોકથી દીન થયેલી વારંવાર રૂદન કરતી પેલી કપોતી નીચે પ્રમાણે બોલવા લાગી—હે પતિ! મારા હૃદયના હાર! મારી આંખના તારા! પરમપૂજ્ય પરમ ધર્માત્મા! તમે આ દાસીને વલવલતી મૂકી ક્યાં ચાલ્યા ગયા? હે નાથ! તમે કોઇ દિવસ મારૂં અપ્રિય કર્યું હોય એવું મને સાંભરતું નથી.

પતિ એજ સ્રીનું ખરૂં ભૂષણ છે. અરેરે! તમારા વિના હું શી રીતે રહી શકીશ? તમારા વિના મારૂં હૃદય ફાટી જાય છે. તમે મને નિરંતર સુખ આપ્યું છે, મને અતિ પ્રેમથી લડાવી છે. મારો પડતો બોલ ઝીલી લીધો છે. તમે મારૂં મન કોઇ દિવસ દુભાવ્યું નથી. તમારી મધુર વાણી હવે હું ક્યારે સાંભળીશ? ધર્મ શાસ્રનો તમે એવો તો ઉત્તમ અભ્યાસ કર્યો હતો કે કઠિનમાં કઠિન શંકાનું પણ તમે ઉત્તમ રીતે સમાધાન કરતા હતા. પર્વતોની ગુફાઓમાં, વનમાં, ઉપવનમાં નદીઓના તીરપર તથા નવપલ્લવ વૃક્ષોપર મેં તમારી સાથે રમણ કર્યું છે. આપણે જે જે ક્રીડા કરી છે તે તે ક્રીડાનું સ્મરણ થતાં મારી આંખમાંથી દડદડ આંસુખરી પડે છે. અહો! અતિથિ પૂજન પર તમારો કેવો ઉત્તમ ભાવ?

પિતાપણ થોડું આપે છે. ભાઇપણ થોડું આપે છે. પુત્રપણ થોડું આપે છે. પરંતુ પતિ જે આપે છે તે અ-માપજ છે. પતિવિના સ્રીનું જીવતર કેવલ નકામું છે. જે

સ્ત્રી એક નિષ્ઠાથી પોતાના પતિનું પૂજન કરે છે, તે સ્ત્રીને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એમ ધર્મ શાસ્ત્ર પોકારીને કહે છે. હે સ્વામી! કૈલાસમાં તથા વૈકુંઠમાં જે સુખ છે તે સુખનો હું ધિક્કાર કરૂં છું. પરંતુ પતિસેવામાં જે સુખ રહેલું છે તેની વારંવાર પ્રશંસા કરૂં છું. પિતા, બંધુ, પુત્ર, ધન વગેરેને વિષની પેઠે તજી દઈને સ્ત્રીએ સ્વામીનેજ શરણ થવું યોગ્ય છે કારણ કે તેના વિના અન્ય સ્ત્રીને શરણે રાખનાર નથી. હે નાથ ! તમારા વિના આ સંસાર હવે મારે શા અર્થનો છે ! મારે જીવી શું કરવું છે ? મને દિશાઓ શૂન્ય લાગે છે. બસ થઇ ચૂકયું. પ્રાણનાથ પુનઃપરમ પ્રેમથી પ્યારીને મળી આનંદિત કરજો.

આ પ્રમાણે વિલાપ કરી તે પતિવ્રતા કપોતીએ અગ્નિમાં પ્રવેશ કર્યો. તરતજ એક ઉત્તમ વિમાનમાં બેઠેલા પોતાના સ્વામીને તેણે જોયો. તે કપોતીને પણ વિમાનમાં બેસાડી દેવદૂતો સ્વર્ગમાં લઇ ગયા. ત્યાં તેઓ અત્યાનંદથી વિહાર કરવા લાગ્યાં.

પેલા પારધીએ તે કપોત તથા કપોતીને વિમાનમાં જોયાં અને તેથી તે કહેવા લાગ્યો—અહો ! બન્નેની સદ્‌ગતિ થઇ એ ઘણું સારૂં થયું. હું પણ આવી રીતે દયા ધર્મનું સેવન કરી સ્વર્ગને પ્રાપ્ત થઇશ. આવો દૃઢ નિશ્ચય કરી તે ત્યાંથી આગળ ચાલવા લાગ્યો. થોડા દિવસ સૂધી તેણે ફૂલનો આહાર કર્યો પછી તેનો પણ ત્યાગ કરી માત્ર વાયુ-

નુંજ ભક્ષણુ કરવા લાગ્યો. તેણે અહંકાર, લોભ, ક્રોધ, મોહ વગેરેનો ત્યાગ કર્યો. વાઘ, સિંહ, સર્પ વગેરે તેને સતાવતા હતા પરંતુ તે કોઇની પણ હિંસા કરતો નહોતો. તેની રગેરગમાં અહિંસા નૃત્ય કરી રહી હતી. આગળ ચાલતાં તેણે અનેક કમલોથી ખીલી રહેલું, હંસ કારંડવ વગેરેથી શોભી રહેલું, જાણે તારાઓ સહિત આકાશ હોય એવું સુંદર સરોવર જોયું. એ મનહર સરોવર જોઇ તે પારધીની ચિત્ત વૃત્તિ ચલિત થઇ નહીં. જેમ જેમ મનુષ્યનો પ્રેમ પ્રભુ તરફ વૃદ્ધિ પામતો જાય છે, તેમ તેમ સંસારના માયિક પદાર્થો ઉપરનો મોહ ઉતરતો જાય છે. વિવેકરૂપી ચિત્રકારે જેનું અંતઃકરણ રંગી નાંખ્યું હોય છે તેને તુચ્છ વિષયો ઉપર પ્રીતિ ઉત્પન્ન થતી નથી. જેની ઇચ્છા શકિત મજબૂત છે તેને વિજળીના ચમકારા જેવો વૈભવ કદી પણ લોભાવી શકે છે ?

સુંદર સરોવરને પડતું મૂકી તે પારધી આગળ ગયો. તે એક વાઘ, વરૂ, સિંહ વગેરે હિંસક પશુઓથી ભરેલા વનમાં આવી પહોંચ્યો. તેના પગમાં કાંટા ભચોભચ વાગવા લાગ્યા, અને જાણે રૂધિરની નદી વહેતી હોય એવો ભાસ ઉત્પન્ન થયો. એમ છતાં જરા પણ કંપ વિના તે આગળ ચાલવા લાગ્યો. પછી એકાએક તે વનમાં ભારે પવન છૂટયો તેથી વૃક્ષો ઘસાયાં. ઘર્ષણથી મોટો અગ્નિ પ્રકટ થયો અને તે વૃક્ષો તથા વેલાઓને

અત્યંત ક્રોધથી બાળવા લાગ્યો. થોડાજ વખતમાં તેણે આખા વનનો નાશ કર્યો. તે જોઇને પોતાના દેહનો ત્યાગ કરવાની ઈચ્છાથી અત્યંત હર્ષિત થઇ તે પારધી વૃદ્ધિ પામતા અગ્નિ તરફ દોડયો અને બળી ગયો. તે પારધીએ પાછળથી અહિંસાનું સેવન કર્યું હતું તેના પ્રતાપે એક અત્યુત્તમ વિમાન આવ્યું તેમાં બેસી તે સ્વર્ગમાં ગયો. અને ત્યાં આનંદથી વિહાર કરવા લાગ્યો. આ આખ્યાન કેવો બોધ આપે છે? પુરુષે સ્રીપર અનન્ય ભાવ રાખવો, સ્રીએ પતિને પરમેશ્વર તુલ્ય ગણવો, દેહની દરકાર ના કરતાં અતિથિ સત્કાર કરવો, પરોપકારાર્થે પ્રાણ આપવો પડે તો તે પણ આપવો, વગરે વગેરે ઉત્તમ બોધ મહા સમર્થ ગુરુ શ્રી કૃષ્ણદ્વૈપાયન મુનિએ શાંતિપર્વમાં આપેલો છે. જુઓ! અહિંસા ધર્મનું સેવન કર્યાથી કેવા ઉત્તમ લાભની પ્રાપ્તિ થઇ? રોગીને જેમ ઉત્તમ ઔષધ સુખકર છે, નિર્ધનને જેમ ધન સુખકર છે, કામીને જેમ વિષય સુખકર છે, ભૂખ્યાને જેમ ભોજન સુખકર છે, ભ્રમરને જેમ કમલ સુખકર છે, ચકોરને જેમ ચન્દ્ર સુખકર છે, ચાતકને જેમ સ્વાતિબુંદ સુખકર છે, જીજ્ઞાસુને જેમ તત્ત્વ જ્ઞાનનો બોધ સુખકર છે, વિદ્વાન્‌ને જેમ વિદ્યા સુખકર છે, મરાલને જેમ તડાગ સુખકર છે, સ્વાર્થીને જેમ સ્વાર્થ સુખકર છે, ગવૈયાને જેમ સંગીત સુખકર છે, તથા ભકતને

જેમ પરમાત્માની ભક્તિ સુખકર છે, તેમ પ્રાણી માત્રને અહિંસા સુખકર છે.

કહ્યું છે કેઃ—

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा
आत्मौपम्येन भूतानां दयां कुर्वीत मानवः

આપણો પ્રાણ જેવો આપણને પ્રિય છે તેવોજ પ્રાણી માત્રને પોતાનો પ્રાણ પ્રિય હોય છે. આપણને કંઇ દુઃખ થાય છે ત્યારે આપણે પોકાર કરી ઉઠીએ છીએ તેવુંજ અન્યને દુઃખ થવાથી તે પણ પોકાર કરી ઉઠે છે. એવું જે જાણે છે તે પછી કોઇને પીડા આપે ખરો? અગ્નિપર હાથ મૂકવાથી જેવી રીતે આપણે દગ્ધ થઇએ છીએ તેવી રાતે અન્ય પણ દગ્ધ થાય છે એવું જેને જ્ઞાન છે તે બીજાને અગ્નિપર હાથ મૂકવાનું કહે ખરો? જેવી રીતે આપણે વિષ ખાવાથી મૃત્યુને પ્રાપ્ત થઇએ છીએ, તેવી રીતે અન્ય પણ વિષ ખાવાથી મૃત્યુ પામે છે એવું જે જાણે છે તે અન્યને વિષ ખાવાનું કહે ખરો? મનુષ્યને આ વિશ્વમાં પોતાના પ્રાણ સમાન અન્ય કોઇ પણ પ્રિય વસ્તુ છેજ નહીં. કોઇ માણસનો અત્યંત પ્રિય પુત્ર મૃત્યુને વશ થાય છે, ત્યારે માતા વગેરે અત્યંત રૂદન કરે છે. છાતી તથા મસ્તકમાં પ્રહાર કરે છે પરંતુ પોતાનો પ્રાણ આપી દેવાની કોઇનેપણ ઇચ્છા થતી નથી. પુત્ર કરતાં પ્રાણ વિશેષ પ્રિય છે.

અનાવૃષ્ટિના સમયમાં પોતાનું રક્ષણ કરવાને પિતા પોતાના પુત્રને પણ વેચીદેછે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રાણસમાન પ્રિયવસ્તુ એક પણ છેજ નહીં. એક સમર્થ યોગી પાસે અનેક શિષ્યો ઉત્તમ બોધ ગ્રહણ કરતા હતા એક વખતે મહાત્માએ અહિંસા વિષે એક ઉત્તમ વ્યાખ્યાન આપ્યું. તેમાં તેમણે એવું કહ્યું કે મનુષ્ય ને પોતાના પ્રાણ સમાન પ્રિય વસ્તુ અન્ય નથી, તસ્માત્ અવાચક પ્રાણીનું રક્ષણ કરવું એજ પરમ ધર્મ છે. શ્રુતિમાં કહ્યું છે કે **माहिंस्यात् सर्व भूतानि** હે શિષ્યો ! જેવી રીતે પાણી વિનાની સરિતા પુષ્પ વિનાનું ઉપવન, ગુણવિના કીર્તિ, ચન્દ્રવિના રાત્રી, સહસ્રરશ્મિ વિના દિવસ, દેવ વિના મંદિર, પત્ર વિના પાદપ, વિદ્યા વિના જીવન, પ્રેમ વિના મૈત્રી, શૌર્ય વિના કેસરી, હંસવિના સરોવર, જલવિના વેલી, કાન્તિવિના અલંકાર, રાજાવિના પ્રજા, બુદ્ધિવિના વિવાદ, કળાવિના પુરુષ, પ્રાણ વિના દેહ, કંઠ વિના ગાન, શંકર વિના કૈલાસ, તથા દંત વિના મુખ ઠીક લાગે નહીં તેમ અહિંસા વિના ધર્મ શોભતો નથી. ગુરુનું વ્યાખ્યાન પૂર્ણ થયા પછી એક શિષ્ય બોલી ઉઠયો–ગુરુ મહારાજ ! તમે કહ્યું કે પ્રાણ સમાન પ્રિય અન્ય વસ્તુ નથી પરંતુ એ વાત મારા મગજમાં ઉતરતી નથી. મારાં માત પિતા મારાપર પ્રાણ કરતાં પણ અધિક સ્નેહ રાખે છે જરા મારી પ્રકૃતિમાં

ભગાડો થાય છે કે તેઓ દોડાદોડ કરી મૂકે છે. મારે સુખે સુખી અને મારેજ દુઃખે દુઃખી રહે છે. ગુરુ મહારાજ! ઠામો ઠામ પાષાણ હોતા નથી. કોઇ સ્થલે રત્ન પણ હોય છે.

ગુરુ બોલ્યા હે શિષ્ય ! માત પિતાને પુત્રપર પુષ્કળ પ્યાર હોય છે એ વાતખરી પરંતુ પોતાના પ્રાણ કરતાં અન્ય પ્રિય વસ્તુ નથી એવું જે મેં તને કહ્યું છે તે સત્યજ છે. તારે જો ખાત્રી કરવી હોય તો મેં તને જે યોગવિદ્યા શીખવી છે તેનો પ્રયોગ કર. આથી તારો દેહ જાણે પડી ગયો છે એમ જણાશે. તું એક પણ શબ્દ બોલીશ નહીં હું ત્યાં આવીશ પછી શું થાય છે તે ત્યાં જણાશે. શિષ્યે તે વાત માન્ય કરી. તે પોતાના ઘરમાં આવ્યો અને એકદમ બોલી ઉઠયો પિતા! પિતા! માતા! માતા! ભાઇ! ભાઇ! આવો આવો! મને કાંઇ થાય છે. આમ કહી વિદ્યાના પ્રતાપે તેણે પોતાનું શરીર કાષ્ઠવત્ બનાવી દીધું અને પૃથ્વી પર પડી ગયો. તેને મરણ પામેલો જાણી તેનાં માતા પિતા તથા બીજાં સગાં દોડી આવ્યાં અને છાતી ફાટ રૂદન કરવા લાગ્યાં. તેની માતા બોલી દીકરા! તને એકાએક આશું થયું? અરે દૈવ! આ તેં શું કર્યું? હાય! હાય! મારૂં હૃદય ચીરાઇ જાય છે. હે પુત્ર! શું હવે તારી કાલી કાલી વાણી પુનઃ નહીં શ્રવણ કરૂં? હે વિધાતા! તેં રકનું રત્ન શામાટે છીનવી લીધું? હે ક્રૂર

કાલ! તને કિંચિત્ પણ કરૂણા કેમ ઉત્પન્ન ન થઇ? મારો પુત્ર મોટો થઈ વૃદ્ધાવસ્થામાં મારૂં પોષણ કરશે એવા તર્કના તુરંગમપર ચઢી હું આનંદના દેશમાં મુસાફરી કરતી હતી, પરંતુ અફસોસ! મારી આશા વાયુથી જેમ તૃણ ઉડે તેમ ઉડી ગઇ. અહો! માણસ ધારે છે શું અને થાય છે શું? દૈવની ગતિ પ્રબલ છે. હે પુત્ર! તારી ચતુરાઇની વાત સ્મૃતિમાં આવતાં મારૂં મન અત્યંત આકુળ વ્યાકુળ થઈ જાય છે હે પરમાત્મા તું મને સત્વર ઉપાડી લે. હવે મારે જીવી શું કરવું છે? હાય! હું હણાઇ! એમ કહી પૃથ્વી પર પડી ગઇ. તેનો પિતા પણ અત્યંત રૂદન કરવા લાગ્યો તે બોલ્યો—બેટા! આમ એકાએક રીસાઇ જવું એ તને યોગ્ય નથી. તું શાણો છે. જો તારી મા પૃથ્વી પર પડી ગઇ છે તેનો હાથ ઝાલી તું શા માટે ઉઠાડતો નથી? તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કોઇ દિવસ કર્યું નથી એકવાર મારી સાથે વાત કરી મને આનંદના સાગરમાં ડૂબાવી દે. અહો! તારા ઉત્તમ વિચારનું સ્મરણ કરતાં મારૂં હૃદય ફાટી જાય છે. તારી નીતિ, તારી રીતિ, તારી પ્રીતિ, અદ્‌ભુત હતી. અહો! આ કેવો કેર! બીજાં સગાં પણ અત્યંત રૂદન કરી દિશાને ગજાવી મૂકવા લાગ્યાં. એવામાં પેલા મહાત્મા ત્યાં આવી પહોંચ્યા. માતા પિતા તથા બીજાં સગાંને અત્યંત રૂદન કરતાં જોઇ તે

બોલ્યા—ગભરાઓ નહીં હું તમારા પુત્રને સજીવન કરીશ. થોડું દૂધ લાવો, મહાત્માની વાણી સાંભળી પેલા શિષ્યની મા એકદમ દોડી દૂધ લાવી અને મહાત્માને આપ્યું. મહાત્માએ તેમાં કાંઇ વનસ્પતિ નાંખી અને પછી બોલ્યા—લો આ દૂધ જે પીશે તે મૃત્યુ પામશે પરંતુ આ છોકરો ઉઠી ઉભો થશે. મૃત્યુની વાત સાંભળી બધાં જડજેવાં થઇ ગયાં. અંતે તેનો પિતા બોલ્યો મહાત્મા ! આપ પધારો. મૃત્યુ પામેલું પુનઃ કયારે ઉઠે છે ? એમ કાંઇ પ્રાણ અપાય ?

મહાત્મા બોલ્યા–મારા વચનપર વિશ્વાસ રાખો. આ તમારો છોકરો જરૂર ઉઠશે. મહાત્માએ બહુ કહ્યું પરંતુ કોઇએ દૂધ પીધું નહીં. ત્યારે મહાત્મા પુનઃ બોલ્યા ભલે ! તમે કોઇ દૂધ પીતાં નથી, ત્યારે એ દૂધ હું પી જાઉં છું. એમ કહી તે દૂધ પી ગયા. તરતજ પેલો છોકરો ઉભો થયો અને બોલ્યો મહાત્મા ! નમસ્કાર છે. મારી ખાત્રી થઇ કે મનુષ્યને પ્રાણ સમાન પ્રિય વસ્તુ અન્ય છેજ નહિ. હુવે આ અનિત્ય સંસારનો હું ત્યાગ કરૂં છું. માતા, પિતા, મિત્ર, બંધુ, કાકા, કાકી, મામા, મામી, દાદા, દાદી એ સર્વ સ્વાર્થના સંગી છે. કોઇ કોઇનું નથી. માયાએ મને નીજ પાશમાં સપડાવ્યો હતો, પરંતુ આપની મહત્ કૃપાથી હવે હું મુકત થયો છું. આપના જેવા મહાત્મા અખિલ વિશ્વનું કલ્યાણ કરવાનેજ અવતાર ધારણ કરે છે. એમ કહી તે મહાત્મા સાથે ચાલ્યો ગયો. તેનાં સગાંઓ તો

જોઇજ રહ્યાં. એક માણસને કદી એમ કહીએ કે તને હું એક લક્ષ રૂપિયા આપું છું તારો પ્રાણ તું મને આપી દે તો તે લક્ષ રૂપિયા કદી પણ માન્ય કરેશ નહિ કારણકે સ્ત્રી, પુત્ર, ધન, પિતા, માતા સર્વ પોતાને માટેજ પ્રિય લાગે છે બૃહદ્દારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે કે:—

**न वारे सर्व्वस्य कामाय सर्व्वं प्रियं भवति**

**आत्मनस्तु कामाय सर्व्वं प्रियं भवति**

અરે સર્વના હિતાર્થે સર્વ પ્રિય હોતું નથી. કિંતુ પોતાના આત્માના હિતાર્થે સર્વ પ્રિય હોય છે.

એક રાજા હતો તેના પ્રતાપરૂપી સૂર્યથી ચારે દિશા પ્રકાશિત થઇ રહી હતી. કુબેરના સરખો તે ધનાઢય હતો. શંકરના સરખો તે મહિમાવાળો હતો. વિષ્ણુ સરખો બળવાન હતો તથા મકરધ્વજ સમાન રૂપાળો હતો. વાયુથી જેમ કદલિ ધ્રુજે, તેમ તેનુ નામ શ્રવણ કરી શત્રુઓ થર થર કંપતા હતા. પોતાના અત્યુત્તમ વૈભવને લીધે તે સ્વર્ગના રાજા ઇન્દ્રને પણ તુચ્છ ગણતો હતો. તેને અનેક સ્ત્રીઓ હતી. રાજાને બધી વાતનું સુખ હતું પરંતુ તેને આટલી બધી રાણીઓ છતાં એક પણ પુત્ર નહોતો. આથી ચિંતા રૂપી કીટ અંતઃકરણમાં પ્રવેશ કરી તેને નિશદિન કોતરી ખાતો હતો. સાગરમાં ડૂબતો બહાર નિકળવાને અનેક ફાંફાં મારે તેમ પુત્ર મેળવવા તેણે અનેક ફાંફાં

માર્યાં, પરંતુ તેનો મનોરથ પૂર્ણ થયો નહિ. નિર્ધન મનુષ્ય જેમ દુઃખને લીધે રાત્રે ઉંઘે નહીં તેમ પુત્રની મહાન્ ચિંતાને લીધે તે ઉંઘતો પણ નહોતો. સાગરમાં જેમ અનેક તરંગો આવે તેમ તેના મનમાં અનેક તરંગો આવતા હતા. એક વખતે તેણે મહા સમર્થ બ્રાહ્મણોને બોલાવી કહ્યું કે-હે બ્રાહ્મણો ! મને પુત્રની પ્રાપ્તિ કેવી રીતે થાય તે કહો.

બ્રાહ્મણો બોલ્યા—તમે પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કરો એથી અવશ્ય તમને પુત્ર રત્નની પ્રાપ્તિ થશે પુત્રેષ્ટિ યજ્ઞ કરવાથી તમારી મન કામના સિદ્ધ થશે. એ યજ્ઞનો પ્રતાપ અદ્‌ભુત છે.

રાજા બોલ્યો—હે બ્રાહ્મણો ! તમે મને આવો ઉત્તમ ઉપાય બતાવ્યો તેથી હું તમારો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. તારાઓતો અનેક હોય છે પરંતુ શીતલતા આપનાર ચન્દ્ર તો એકજ હોય છે. પાષાણતો માર્ગમાં બહુ રખડે છે પરંતુ હીરાતો કવચિતજ જોવામાં આવે છે. વૃક્ષોતો બહુ હોય છે પરંતુ ચંદનની માફક સુગંધ આપનાર તો કોઈકજ હોય છે. ખદ્યોત તો બહુ ઉડે છે, પરંતુ અંધકારનો નાશ કરનાર તો સૂર્યજછે. પુષ્પોતો બહુ હોય છે, પરંતુ બટમોગરાની પેઠે સુગંધ આપનારતો કોઇકજ હોય છે. પક્ષીઓતો બહુ હોય છે પરંતુ કોકિલાની માફક મિષ્ટ સ્વરથી બોલી અંતઃકરણમાં અપૂર્વ આનંદની છાપ

પાડનારતો કોઈકજ હોય છે. તેમ મનુષ્યો તો બહુ હોય છે પરંતુ તમારા જેવા વિદ્વાન્તો કોઇકજ હોય છે. તમારા શબ્દ રૂપી અમૃતથી મારૂં અંતઃકરણ અત્યંત શાન્તતાને પ્રાપ્ત થયું છે માટે તમેજ મને પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કરાવો. હે ભૂદેવો ! તમારી આજ્ઞા મુજબ ચાલવા આ તમારો રંક કિંકર તૈયાર છે. જે સાહિત્યની આપને આવશ્યકતા હોય તેમને કહો, હું મંગાવી લઉં. બ્રાહ્મણોએ એક મોટી ટીપ ઉતરાવી. રાજાએ બધાં સાહિત્યો તૈયાર કરાવ્યાં અને યજ્ઞનો આરંભ કર્યો. બ્રાહ્મણો જોરથી વેદના મંત્રો ભણી આકાશને ગજાવી મૂકવા લાગ્યા. યજ્ઞ સમાપ્ત થયા પછી રાજાએ પોતાની રાણીને ભક્ષણ કરવા માટે ચરૂ આપ્યો. સ્નાન કરી રાણીએ ચરૂનું ભક્ષણ કર્યું. જે બ્રાહ્મણોએ યજ્ઞ કરાવ્યો હતો તે બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપી રાજાએ સંતુષ્ટ કર્યા.

બ્રાહ્મણો બોલ્યા—હે રાજા ! તને ઇન્દ્રના પુત્ર જયન્ત જેવો સુંદર પુત્ર ઉત્પન્ન થશે. બ્રાહ્મણો ઉપર તુ જે શ્રદ્ધા રાખે છે તે શ્રદ્ધાનું ફલ તને જરૂર મળશે બૃહસ્પતિ જેમ ઇન્દ્રને આશીર્વાદદે તેમ રાજાને આશીર્વાદ દઇ તે બ્રાહ્મણો ત્યાંથી પોતાને ઘેર ગયા. ચરૂના ભક્ષણથી રાણીને ગર્ભ રહ્યો. ગર્ભને લીધે રાણીને નવી નવી ઇચ્છા ઉત્પન્ન થવા લાગી તે રાજા પૂર્ણ કરવા લાગ્યો. નવમાસ પૂર્ણ થયા ત્યારે તે રાણીને

મદન સમાન સુંદર પુત્ર રત્ન પ્રાપ્ત થયું. રાજાએ જ્યારે આ વાત જાણી ત્યારે તે આનંદના ઉપવનમાં વિહાર કરવા લાગ્યો. તરતજ તેણે ગરીબોને બોલાવી પુષ્કળ ધન આપ્યું. ભાટ ચારણો ઉત્તમદાનથી સંતુષ્ટ થઇ સુંદર કવિતા ગાવા લાગ્યા. રાજાએ કોઈને મૌકિતકથી, કોઇને રત્નથી, કોઇને સુવર્ણ-થી, કોઇને રજતથી, કોઇને ઉત્તમ શાલથી, કોઇને પાઘડીથી એવા પ્રસન્ન કર્યા કે તેઓ રાજાને વારંવાર આર્શીવાદ આપવા લાગ્યા. રાજાએ કેદીઓને મુકત કર્યા. આખા નગ-રમાં વાવટા ટાંગી દીધા. જૂદી જૂદી જાતનાં વાજાં વાગવા લાગ્યાં. જાણે ક્ષીર સાગરમાં સ્નાન કરી આવ્યો હોયની એવો તે રાજા જણાતો હતો. વસંત ઋતુમાં જેમ વૃક્ષ ખીલે, તેમ રાજ પુત્ર દિન પ્રતિદિન ખીલતો ગયો. પૂર્ણિ-માના ઇન્દુથી જેમ ઉદધિ ઉછળે તેમ રાજપુત્રનું મુખ જોઇ રાજાનું હૃદય નિરંતર ઉછળતું હતું. રાજાનો પ્રેમ તેના પર એટલો બધો તો વધી ગયો કે ઘડી પણ તેનો વિયોગ ખમી શકતો નહોતો. રાજકાર્ય કરતી વખતે પણ તેને પુત્રની મુખમુદ્રાજ સ્મૃતિઆં આવતી હતી. પારધીના ફાંદામાં જેમ હરિણ ફસાય, તેમ તે પુત્રના સ્નેહમાં ફસાઈ ગયો હતો. ખાતાં પીતાં, બેસતાં, ઉઠતાં, ફરતાં તે નીજ પુત્રનુંજ સ્મરણ કરતો હતો. પુત્રના પ્રેમ પાશમાં તે એવો તો જક-ડાયો હતો કે શ્રી પરમાત્માનું નામને પણ તે વિસરી ગયો હતો. અહો ! પ્રભુની માયા કેવી પ્રબળ છે ?

એક પ્રસંગે રાજપુત્ર પિતાના ખોળામાં બેઠો હતો એવામાં એકાએક તેના પેટમાં દુઃખી આવ્યું. આથી તે પુષ્કળ રૂદન કરવા લાગ્યો. રાજાનો તેનાપર અત્યંત સ્નેહ હતો તેથી તરતજ ઉત્તમ વૈદ્યોને બોલાવ્યા. વૈદ્યોએ અનેક ઔષધો વાપર્યાં પરંતુ રાજપુત્રની પીડા ઓછી થઇ નહીં. સૂર્યાસ્ત થતાં જેમ કમલ કરમાઇ જાય તેમ રાજાનું મુખ કરમાઇ ગયું. તે તરતજ શોક સાગરમાં ડુબી ગયો. તેનું શરીર વિજળીના પ્રહારની પેઠે કંપવા લાગ્યું. પર્વતમાંથી જેમ સરિતા વહે તેમ તેની આંખમાંથી દડ દડ આંસુ વહેવા લાગ્યાં. કેટલીકવારે રાજપુત્રનું દુઃખ જતું રહ્યું. પરંતુ રાજાનો શોક નાશ પામ્યો નહિ. તે ગ્લાનિના પર્વત પર ચઢી બેઠો હતો એવામાં એક મહાત્મા ત્યાં આવી ચઢયા. રાજાનું મુખ કરમાઇ ગયેલું જોઈ તે પૂછવા લાગ્યા—હે રાજા ! આવી રીતે ગ્લાનિને વશ થવાનું શું પ્રયોજન છે ? તારી પાસે અનેક નોકરો છે અનેક સ્ત્રીઓ છે. પુત્ર છે વાડી બંગલા વગેરેનો તો કાંઈ પારજ નથી હાથી ઘોડા વગેરેની તો ગણના થઇ શકે એમ નથી છતાં તું શા માટે દુઃખ પામે છે ?

રાજા બોલ્યો—મહાત્મા શ્રી ! આ મને મહા શ્રમે એક પુત્ર પ્રાપ્ત થયો છે આજે એના પેટમાં દુઃખી આવ્યું તે ઘણી વારે સારૂં થયું. મને એ પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે. એના વિના સકલ વૈભવ મને તૃણ સમાન

તુચ્છ લાગે છે એને જરાપણ કષ્ટ થાય છે તો મારો જીવ ઉડી જાય છે. કદાચ એનું મૃત્યુ થશે તો હું શું કરીશ એવા વિચારથી મારૂં હૃદય કંપે છે. એક પળ પણ હું એના વિના રહી શકતો નથી. એ મારૂં જીવન છે. હે મહારાજ ! મને બહુ પુત્રો પ્રાપ્ત થાય એવો ઉપાય જો આપ જાણતા હો તો બતાવો. બહુ પુત્રોની પ્રાપ્તિથી મારો શોક અવશ્ય નષ્ટ થશે. આપના જેવા મહાત્મા જગતનું શ્રેય કરવાને અનુદિન તત્પર રહે છે.

મહાત્માએ કહ્યું—હે રાજા ! ઉપાય છે પરંતુ તે તારાથી બનવો કઠિન છે. રાજાએ કહ્યું–મહારાજ ! હું આપની આજ્ઞા પ્રમાણે જરૂર કરીશ. મને આપનાર પૂર્ણ શ્રદ્ધા છે. સૂર્યમાં જેમ ત્રણેકાલે અંધકાર હોતો નથી તેમ મહાત્માની વાણીમાં અસત્યતા હોતી નથી.

આપણી કૃપા દૃષ્ટિથી અવશ્ય સુખની વૃષ્ટિ થાય છે મને સત્વર કહો. ચાતક પક્ષી સ્વાતિબુંદની રાહ જુએ તેમ હું આપની આજ્ઞાની રાહ જોઉં છું.

મહાત્મા બોલ્યા—હે રાજા ! જે પુત્ર ઉપર તું પરમ પ્રેમ રાખે છે તે પુત્રના મૃત્યુથી તને અનેક પુત્રોનો લાભ થાય એમ છે. કહે એ તારાથી કેવી રીતે બની શકશે ? શું તું તારા પ્રિય પુત્રનુ મૃત્યુ જોઈ શકીશ ? એક નિર્દય મનુષ્ય પણ પોતાના પુત્રનું મૃત્યુ જોઇ શકે નહિ તો

પછી તું શી રીતે જોઇ શકીશ ? મહાત્માની વાણી સાંભળી રાજા વિચારના વમળમાં સપડાઇ ગયો. તે બોલ્યો—આ શું ? મારા પ્રિય પુત્રનું મૃત્યુ ? અરે ! એ મારાથી કેમ જોઇ શકાય ? એ પુત્રના વિયોગ રૂપી ભાલાનો કારી ઘા મારાથી કેવી રીતે ખમાય ? રાક્ષસ પણ પોતાના પુત્રનું મૃત્યુ ઇચ્છતો નથી તો પછી હું કેવી રીતે મારા પ્યારા પુત્રના મૃત્યુની ઇચ્છા રાખી શકું ? અરે ! પણ કદી આ એક પુત્ર મૃત્યુ પામશે તો પછી મારી શી દશા થશે ? એકના નાશથી અનેક પુત્રોની પ્રાપ્તિ થતી હોય તો કાંઇ હરકત જેવું નથી. આવી રીતે પુષ્પની માળા ગુંથી તે બોલ્યો મહારાજ ! આપનું વચન યદ્યપિ અત્યંત કષ્ટ ઉત્પન્ન કરે એવું છે તદપિ અનેક પુત્રોની ઈચ્છાથી હું આપના કહેવા પ્રમાણે કરીશ માટે મને આજ્ઞા કરો કે હું શું કરૂં ? આ આપનો રંક કિંકર આપની આજ્ઞા પ્રમાણે કરવા તૈયાર છે. મહાત્મા બોલ્યા—તારા એ પુત્રના તલ તલ જેવડા કકડા કરી તેને અગ્નિમાં નાંખવાથી તને અનેક પુત્રોની પ્રાપ્તિ થશે. અનેક પુત્રોની લાલસાથી રાજાએ પોતાના પુત્રના તલ તલ જેવડા કકડા કરી અગ્નિમાં નાખ્યા. આથી તેને અનેક પુત્રોનો લાભ થયો. હવે જો પુત્ર પુત્રને માટે પ્રિય હોય તો તો રાજા કદી પોતાના પુત્રને મારે ખરો ? જે જે વસ્તુપર પ્રીતિ ઉત્પન્ન થાય છે તે તે

પોતાના સુખને માટેજ હોય છે. રાજાએ નીજ સુખની આશા નદીમાં ઘસડાઇ પોતાના પુત્રનો પણ નાશ કર્યો. સ્ત્રી, દેવ, પિતા, બંધુ, મિત્ર વગેરેમાં જે પ્રીતિ હોય છે તે પોતાના સુખને માટેજ હોય છે. જેવી રીતે મનુષ્ય પોતાનું શ્રેય ઇચ્છે છે તેવી રીતે અન્યનું ઇચ્છે નહિ ત્યાં સૂધી તેનું કદાપિ શ્રેય થાય નહિ. કહો ! આ વિશ્વમાં પ્રાણનું રક્ષણ કરવાને પ્રાણીઓ શું શું નથી કરતાં ?

એક શહેરની અંદર એક વૃદ્ધ સ્ત્રી રહેતી હતી. એક વખતે તે વિચાર કરવા લાગી કે લોકો કહે છે કે મરણ સમયે પ્રાણી માત્રને લેવા જમ રાજા પધારે છે. તેથી હવે મને ઉપાડી જવા એ સત્વર પધારશે. મારી શક્તિનો દિનપ્રતિદિન નાશ થતો જાય છે. શક્તિના નાશથી કામ કરવાનો ઉત્સાહ પણ દિવસે દિવસે મંદ પડતો જાય છે. કાને પૂરૂં સંભળાતું નથી. આંખ પણ ઉંડી પેસી ગઇ છે. તથા મારાં ડાચાં બેસી ગયાં છે. તે ડોસી જમનો ઘણોજ ડર રાખતી હતી. તે વૃદ્ધ સ્ત્રીને એક પુત્ર હતો તેનાપર તે અત્યંત પ્યાર રાખતી હતી. ડોસી તેની ઘણીજ સંભાળ રાખતી હતી.

તે તેનો પડતો બોલ ઝીલી લેતી હતી. પાણીની જગાએ દૂધ લાવી હાજર કરતી હતી. એક વખતે તેનો પુત્ર તાવથી પછડાયો. પેલી વૃદ્ધ સ્ત્રી આથી અત્યંત ઉચ્ચાટ કરવા

લાગી. પોતાના પુત્રને અંદર સૂવાડીને બહાર ઓટલે સૂતી. તે ડોસીના ઘરમાં એક ભેંસ હતી તેની પાડી છૂટી ગઇ અને તે પેલી વૃદ્ધ સ્ત્રીનું પહેરેલું વસ્ત્ર ખેંચવા લાગી. આ વખત મધ્ય રાત્રિનો હતો. ડોસી ચમકી ઉઠી. તેણે જાણ્યું કે મને જમ રાજા ખેંચે છે. તેથી તે કહેવા લાગી અહો! આવી બન્યું ભય હતું તે અગાડીજ આવ્યું. આખરે હું પકડાઇ હાય! હવે શું કરૂં? હે જમરાજા! દયા કરો. દયા કરો. મને શું કામ ખેંચો છો? હું કાંઇ માંદી નથી. હજી મારૂં શરીર તો કામ કરી શકે એમ છે. મારો પુત્ર માંદો છે અને તે અંદર સૂતો છે માટે કૃપા કરી તેની પાસે પધારો અને આપના દરબારમાં લઇ જાઓ. આ વખતે તેનો પુત્ર જાગતો હતો તે વિચાર કરવા લાગ્યો—આહા! મૃત્યુ સમાન મનુષ્યને અન્ય ભય નથી. આ મારી મા મરવા પડી છે છતાં મારા પ્રાણ કરતાં પોતાના પ્રાણને વિશેષ પ્રિય ગણે છે. અવશ્ય પ્રાણ એ સર્વથી વિશેષ પ્રિય છે. સ્ત્રી, પુત્ર, ધન વગેરે પર જે પ્રીતિ છે તે પ્રાણ કરતાં અત્યંત અલ્પ છે.

પ્રાણનું રક્ષણ કરવા માટે પ્રાણી માત્રની પ્રવૃત્તિ થતી જોવામાં આવે છે.

એક રાજા પોતાના પ્રધાન સાથે એક બાગમાં ફરવા નિકળ્યો ત્યાં તેણે એક વાંદરી દીઠી. તેની પાસે તેનું નાનું

બચ્ચું ગેલ કરતું હતું. વાંદરી તેના પર અત્યંત પ્યાર બતાવતી હતી. રાજાએ પ્રધાનને કહ્યું—અહો ! આ વાંદરી એના બચ્ચાપર પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ રાખે છે. એનો પ્રેમ જોઇ હું આશ્ચર્યના સાગરમાં ડૂબી ગયો છું. પ્રધાને કહ્યું—મહારાજ ! પ્રાણી માત્રને પોતાના પ્રાણ કરતાં વિશેષ પ્રિય વસ્તુ વિશ્વમાં છેજ નહિ. આ વાંદરી ની આપણે પરીક્ષા કરીશું. એમ કહી પ્રધાને તે વાંદરીને બચ્ચા સહિત પકડાવી અને એક હોજ તૈયાર કરાવ્યો, તેની રચના એવી રીતની રાખી કે જ્યારે પાણી ઉંચે ચઢાવવું હોય ત્યારે ઉંચે ચઢી શકે તથા ખાલી કરવું હોય ત્યારે ખાલી થઇ શકે. પછી બચ્ચા સહિત વાંદરીને હોજમાં નાંખી. પાણી ધીમે ધીમે ઉંચે ચઢતું ગયું, વાંદરી પોતાના બચ્ચાને ઉંચે બઝાડતી ગઇ.

પરંતુ જ્યારે ગ્રિવા સુધી પાણી આવી લાગ્યું ત્યારે તે વાંદરી ગભરાઇ ગઇ. તેણે તેના બચ્ચાને નીચે નાંખી દીધું અને પોતાના પ્રાણનું રક્ષણ કરવાને તેના ઉપર ઉભી રહી. તરતજ હોજમાંથી પાણી ખાલી કરવામાં આવ્યું અને વાંદરી તથા તેના બચ્ચાને બચાવી લેવામાં આવ્યાં: આ દાખલા પરથી સિદ્ધ થાય છે કે પ્રાણી માત્ર પ્રાણનેજ શ્રેષ્ઠ ગણે છે. આ અખિલ વિશ્વમાં કોઇપણ પદાર્થ એવો નથી કે જે પ્રાણ સમાન પ્રિય હોય. કહ્યું છે કે

जीवानां रक्षणं श्रेष्ठं जीवा जीवित कांक्षिणः !
तस्मात्समस्तदानेभ्योऽभयदान प्रशस्यते

જીવોનું રક્ષણુ કરવું તેજ શ્રેષ્ઠ છે કેમકે જીવો જી-વવાની આકાંક્ષા રાખે છે તસ્માત્ સર્વ દાનોમાં અભયદાન પ્રશંસા કરવા યોગ્ય છે.

શ્રી હેમાચાર્ય યોગ શાસ્ત્રમાં કહે છે કે—

आत्मवत् सर्वभूतेषु सुख दुःखे प्रियाप्रिये ।
चिंतयन्नात्मनोऽनिष्टां हिंसामन्यस्य नाचरेत्

જેમ પોતાને સુખ પ્રિય છે તથા દુઃખ અપ્રિય છે એમ જાણી પોતાની અનિષ્ટ લાગતી હિંસા અન્યના સંબંધ માં કરવી ન જોઈએ. તાત્પર્ય કે અન્ય જીવોનું હનન કરવું ના જોઇએ. શ્રી કૃષ્ણ પરમાત્મા ગીતામાં કહે છે.

आत्मौपमन्येन सर्वत्र समं पश्यति योर्जुन
सुखं वा यदि वा दुःखं सयोगी परमोमतः

હે અર્જુન! જે યોગી પોતાનેજ દૃષ્ટાંતરૂપ લઇ સર્વ પ્રાણીઓનાં સુખ તથા દુઃખને સમાન દેખતો હોય તેજ યોગી ઉત્તમ છે એવો મારો સિદ્ધાન્ત છે. જેને સર્વત્ર સમ-દૃષ્ટિ છે તે કદિ કોઇનો દ્વેષ કરતો નથી. એવો મહાત્મા સુખ અને દુઃખને માન તથા અપમાનને, તથા હર્ષશોકને સમાન ગણે છે. અત્ર એક દૃષ્ટાંત આપવામાં આવે છે.

એક મહાત્મા હતા તે ફરતા ફરતા એક નગરમાં આવી પહોંચ્યા. તેમના તત્ત્વજ્ઞાનથી લોકો સાનંદાશ્ચર્ય પામ્યા. તેમની ભવ્ય મુખાકૃતિ ભાળી સ્વાભાવિક રીતેજ પ્રેમનું ઝરણુ વહેતું હતું. રાજાને ખબર થઇ તેથી મહાત્માને બોલાવી જ્ઞાન ગ્રહણ કરવા લાગ્યો. તેમની વિદ્વત્તા જોઇ રાજા તેમને પાલખીમાં ફેરવવા લાગ્યો. મહાત્માને તેથી જરાપણ હર્ષ થયો નહિ. થોડા દિવસ ત્યાં રહી તે મહાત્મા ફરતા ફરતા એક અરણ્યમાં આવી પહોંચ્યા, અને એક જીર્ણ દેવાલય આગળ બેસી પદ્માસન વાળી સ્વસ્વરૂપમાં લીન થઈ ગયા. હવે એવું બન્યું કે પાસે એક શહેર હતું ત્યાંના રાજાને ત્યાં કેટલાક ચોરો રાત્રે પેઠા અને એક અમૂલ્ય હાર લઇ નાઠા. સીપાઇઓને ખબર પડી તેથી તેઓ ચોરો પછાડી દોડયા. ચોરો ગભરાટમાં પેલો હાર જ્યાં પેલા મહાત્મા બેઠા હતા ત્યાં નાંખી દૂર નાસી ગયા. સીપાઇઓ મહાત્મા પાસે આવ્યા અને ત્યાં હાર પડેલો જોઇ આજ ચોર છે એમ નિશ્ચય કરી ક્રોધથી કહેવા લાગ્યા–અહો, લુચ્ચા! ચોરી કરી અત્રે નકામો દંભ ધારણ કરી બેઠો છે પરંતુ યાદ રાખજે અમે તને છોડવાના નથી. આમ કહી મહાત્માને પકડી રાજા પાસે લઇ ગયા. આ વખતે મહાત્માની સમાધિ ઉતરી ગઇ હતી. રાજાએ તરતજ હુકમ કર્યો કે આ લુચ્ચાને અવળે મોઢે ગધેડા પર બેસાડી

આખા શહેરમાં ફેરવો. તરતજ તેમ કરવામાં આવ્યું. મહાત્મા આથી જરાપણ ખિન્ન થયા નહિ. હવે જે રાજમાં મહાત્માને અત્યંત માન મળ્યું હતું તે રાજનો એક માણસ ત્યાં આવી ચઢયો. મહાત્માની આવી સ્થિતિ જોઇ તે આશ્ચર્ય પામી પૂછવા લાગ્યો—પૂજ્યપાદ ! આ શું ? આપની આવી સ્થિતિ શાથી થઈ છે ? આટલું અપમાન થાય છે છતાં આપ કેમ હસો છો ? અમારા શહેરમાં પાલખીમાં ફરતા હતા અને અત્રે આપને અવળે મોઢે ગધેડાપર ફેરવે છે તેનું શું કારણ છે ? મહાત્મા બોલ્યા—ભાઇ ! આ દેહને માન મળે કે અપમાન મળે તો તેથી મારી કાંઇ ક્ષતિ થતી નથી કારણકે દેહ દશ્ય છે હું તો દ્દષ્ટા છું. દ્દષ્ટા હંમેશાં દશ્યથી ભિન્નજ હોય છે. દેહ પરિણામી છે. હું અપરિણામી છું. દેહ વિકારી છે હું નિર્વિકાર છું. દેહને સુખ દુઃખ માન અપમાન મળે તેથી મારી શી હાનિ થાય છે? હું તો સજાતીય, વિજાતીય અને સ્વગત એ ત્રણે ભેદથી રહિત છું. તારા રાજાને આ દેહને માન આપવાનું સારૂં લાગ્યું તેથી પાલખીમાં બેસાડી ચંદન વગેરેથી લગાવ્યો. અત્રેના રાજાને આ દેહને અપમાન આપવાનું સારૂં લાગ્યું તેથી એને ગધેડાપર બેસાડી ફેરવે છે. ભાઇ હું દ્દષ્ટા છું તેથી આ દેહને જોઇ હસું છું. રાજાને જ્યારે ખબર થઇ કે જે મનુષ્યને ગધેડા પર ફેરવવામાં આવે છે તે તો પૂર્ણ

બ્રહ્મજ્ઞાની મહાત્મા છે ત્યારે તે દોડતો દોડતો આવ્યો અને મહાત્માને પગે લાગી પોતાના નિંદિત કૃત્યનો પૂર્ણ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. અહો ! જેની સર્વત્ર સમદૃષ્ટિ છે તેને કેટલો બધો લાભ થાય છે ? મહાવીર સ્વામી એક વખતે પૂર્ણ વૈરાગ્ય પામી ફરતા ફરતા એક અરણ્યમાં આવી ચઢયા. ત્યાં તેઓશ્રીને કેટલાક ગોવાળીઆની મુલાકાત થઇ. મહાવીર સ્વામીએ પૂછયુ ભાઇઓ ! કૌશાંબી તરફ જવાનો સીધો માર્ગ કયો છે ? ગોવાળીઆઓ બોલ્યા—મહારાજ ! આ માર્ગ સીધો છે, પરંતુ અત્રેથી થોડે દૂર એક ભયંકર સર્પ રહે છે તે એવો તો બળવાન છે કે તેના ત્રાસથી આ માર્ગ ઘણા વખતથી બંધ થઇ ગયો છે. જે આ માર્ગે જાય છે તે ફરી પાછો આવતોજ નથી કારણકે તે ભયંકર સર્પના માત્ર ફુત્કારથી હજારોના પ્રાણ ચાલ્યા ગયા છે. માટે તમે આ માર્ગ છોડી બીજે માર્ગે જાઓ. અમારૂં કહ્યું માનશો નહિ તો તમારી પણ એજ દશા થશે. મહાવીર સ્વામી પરમ દયાળુ હતા તે મહાત્માને સર્વત્ર સમાનદૃષ્ટિ હતી. ગોવાળીઆની વાત સાંભળી તેઓશ્રીના હૃદયમાં દયા દેવીએ વાસ કર્યો. અને તેથી તેઓ વિચાર કરવા લાગ્યા—આહા ! સર્પ મારાથી બોધ પામે તો કેવું સારૂં ? ભલે તે સર્પ મને ડંખ મારે. જો બીજાને એથી સુખ થાય તો હું એ દુઃખને કાંઇ ગણતો નથી. પારકાની પીડાનું હરણ કરવું એજ પરમ

ધર્મ છે. આવો વિચાર કરી તેઓશ્રી તેજ માર્ગે ચાલ્યા. તેઓશ્રી ફરતા ફરતા એક મંદિર આગળ આવી ચઢયા. અને સ્વસ્વરૂપમાં લીન થઇ બેઠા. એવામાં પેલો સર્પ ફરતો ફરતો ત્યાં આવ્યો. મહાવીર સ્વામીને ત્યાં નિર્ભયપણે બેઠેલા જોઇ તે વારંવાર ફુંફાડા મારવા લાગ્યો પરંતુ પરમ યોગી મહાવીરને તેથી કાંઇ અસર થઇ નહિ. આથી સર્પના ક્રોધનો પાર રહ્યો નહીં. તે પાસે આવી વારંવાર ડંખ મારવા લાગ્યો, પરંતુ વાયુથી જેમ મેરૂ પર્વત ડગે નહિ તેમ મહા યોગી ડગ્યા નહિ. અંતે સર્પ થાકયો. તેની ઇન્દ્રિયો શ્રમિત થઈ ગઇ. મહાવીર સ્વામીએ તરતજ તેના તરફ પોતાની દૃષ્ટિ ફેંકી. દિવ્ય દૃષ્ટિના પ્રતાપને લીધે સર્પને પૂર્વ જન્મનું જ્ઞાન થયું. તેણે આવી મહાવીર સ્વામી આગળ પોતાની ફેણુ નમાવી. મહાવીર સ્વામીએ તેને ઉપદેશ કર્યો અને તેથી પેલો સર્પ કૃતકૃત્ય થયો. અહો મહાત્માના અંતઃકરણમાં કેટલી દયા હોય છે. ગીતામાં કૃષ્ણ પરમાત્મા કહે છે કે

अद्वेष्टा सर्व भूतानां मैत्रः करुण एवच ।
निर्ममो निरहंकारः समदुःख सुखः क्षमी ॥

મારો ભક્ત જે સર્વ ભૂતોનો અદ્વેષી હોય છે. સર્વની સાથે મિત્રની પેઠે વર્તે છે, કરૂણા વાળો હોય છે, મમતા વગરનો હોય છે, અહંકાર વગરનો હોય છે સુખ દુઃખને સમ

ગણે છે તથા ક્ષમાવાળો હોય છે તે મને પ્રિય છે. જે સાચો દયાળુ છે તે કોઈને મનથી વચનથી કે કર્મથી પીડા આપતો નથી. તેની દૃષ્ટિ અરિ તથા મિત્રમાં સમાન હોય છે. કદી મેરૂ ચળે, સૂર્ય શીતલ થઇ જાય. ચન્દ્ર ઉષ્ણ થઇ જાય, સાગર મિષ્ટ થઇ જાય, પુષ્પમાં દુર્ગંધ પ્રવેશ કરે પરંતુ જે ખરો દયાળુ છે તે સર્વને અભયદાન આપે છે.

મહાભારતમાં કહ્યું છે કે—જેમ જલાશયને કાંઠે જઇ ભૂંકતા વૃકથી સર્વ જલચર પ્રાણીઓ ઉદ્વેગ પામે છે તેમ જેનાથી સર્વ જંતુઓ ઉદ્વેગ પામે છે તેને સર્વ તરફથી ભય સમજવું. એ રીતે સર્વને અભયદાન આપવુ એજ શ્રેષ્ઠ છે. તસ્માત્ જે સહાયતાવાળા હોય, જે દ્રવ્યવાળા હોય, તથા સામર્થ્યવાળા હોય તેઓએ બને તેમ પ્રાણીને અભય આપવું. કેમકે એથીજ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. તથા પરલોકની પ્રાપ્તિ પણ એથીજ થાય છે. અભયદાન સર્વથી શ્રેષ્ઠ છે તેથી પંડિતો અભયદાન આપનારાને શાસ્ત્રમાં શ્રેષ્ઠ કહે છે. જેઓ કુશળ હોય તેઓ એ પણ સમગ્ર જગત્‌ને બ્રહ્મ રૂપ જાણીને તેને અર્થે પણ અભયદાન આપવું. તપ કરવાથી, યજ્ઞ કરવાથી, દાન કરવાથી, અને વેદાન્તાદિ વાકયોનું ચિંતવન કરવાથી જે જે ફલ પ્રાપ્ત થાય છે તે તે ફલ એક અભયદાન રૂપ ધર્મ આપવાથી પણ થાય છે. જે પુરુષ આ લોકમાં સર્વ પ્રાણીઓને અભયદાન રૂપી દક્ષિણા આપે છે

તેને સર્વ યજ્ઞનું ફલ પ્રાપ્ત થાય છે. તથા તે પણ અભય દક્ષિણા પામે છે. કારણકે અહિંસાથી મોટો ધર્મ એક પણ નથી શ્રી હેમાચાર્ય કહે છે કે—

दीर्घमायुः परंरूपमारोग्यं श्लाघनीयता
अहिंसायाः फलं सर्वं किमन्यत्कामदैव सा

દીર્ઘ આયુષ, શ્રેષ્ઠ રૂપ, આરોગ્ય, શ્લાઘનીયતા, એ સર્વ અહિંસા ધર્મનાં ફલો છે. દયાનું ખરૂં સ્વરુપ જ્યાં સૂધી સમજાય નહિ ત્યાં સૂધી હિંસાનો ત્યાગ થઇ શકે નહિ. તેથી મહાભારતમાંથી એક ઉત્તમ દૃષ્ટાંત આપવામાં આવે છે. કુરૂક્ષેત્રના યુદ્ધમાં કૌરવોનો નાશ કર્યા પછી પાંડવોએ એક મહા યજ્ઞ કર્યો. આંધળાં, લૂલાં લંગડાં તથા બીજા ગરીબોને દાન આપવામાં કશી પણ ન્યૂનતા રાખવામાં આવી નહિ. આ તો મહા યજ્ઞ જોઇ સર્વત્ર આનંદોદધિ ઉછળી રહ્યા હતો. સર્વત્ર એવો અવાજ થઇ રહ્યા હતો કે આવો યજ્ઞ પૂર્વે થયો નથી અને હવે પછી થશે પણ નહિ. યુધિષ્ઠિર રાજાએ દાન આપવામાં પોતાનો હાથ એવો તો લંબાવ્યો હતો કે અનેક સ્ત્રી, પુરૂષો તેમની પ્રશંસા કરતાં હતાં. યુધિષ્ઠિર રાજા સારી રીતે જાણતા હતા કે ગરીબોનું પોષણ કરવું એ એક મહા ધર્મ છે. લક્ષ્મી આકાશમાં દેખાતી વિજળી જેવી ચંચળ છે. એને ગમે તેટલી સાચવીએ પરંતુ અંતે એ ચાલી ગયા વિના રહેતી નથી. દાતાર પુરુષો પોતાની

ઉદારતા દર્શાવ્યા વિના રહેતા નથી. લક્ષ્મીનો જે સન્માર્ગે ઉપયોગ કરે છે તેને જે સુખ પ્રાપ્ત થાય છે તે અવર્ણનીય તથા અનિર્વચનીય છે. યુધિષ્ઠિર રાજાએ દાન આપવામાં કશી ન્યૂનતા રાખી નહિ. પારકાનું દુઃખ જોઇ તેમનું હૃદય હંમેશાં દાઝતું હતું. આવા શુભ પ્રસંગે તેમણે અનેક ગરીબોને ધનાઢય બનાવી દીધા. ભૂખે તવાઇ ગયેલાં ગરીબ માણસોની આંતરડી પોષનાર સ્વર્ગ ઉપર પોતાનો પગ મૂકે છે. એમાં જરાપણ સંશય નથી.

બંધુઓ ! આ શરીર અનિત્ય છે કાચા સૂત્ર સમાન છે. પ્રાણીમાં થતા બુદ્બુદવત્ છે માટે તમે પણ દાન આપી સ્વર્ગનો દરવાજો ખુલ્લો કરો. સૂર્ય સમાન અન્ય તેજસ્વી પદાર્થ નથી, ગંગા સમાન અન્ય પવિત્ર નદી નથી, મોક્ષ સમાન અન્ય સુખ નથી, તેમ દયા સમાન અન્ય ધર્મ નથી. તમારૂં આપેલું દાન નિષ્ફળ જવાનું નથી. તમને એથી પરધર્મની પ્રાપ્તિ થશે. પૂર્વ જન્મના પુણ્યથી જેઓને આ જન્મે લક્ષ્મી પ્રાપ્ત થઈ છે તેઓ જો ગરીબોને દાન આપતા નથી તો અવશ્ય તેઓની ઘણીજ બૂરી દશા થાય છે. ઈશ્વર ન્યાયી છે. ધર્મને માર્ગે ચાલનારને તે સહાય કર્યા વિના રહેતો નથી. ભૂખનું દુઃખ કાંઇ થોડું નથી માટે જેઓ ભૂખને ભાંગે છે, તેઓ પરમાત્માને પ્રિય થઇ પડે છે. યુધિષ્ઠિર રાજાના યજ્ઞની, ભાટ, ચારણ, કવિ વગેરે

અત્યંત પ્રશંસા કરવા લાગ્યા. એવામાં એક નકુલ (નોળિયો) ત્યાં આવ્યો તેનું અર્ધું શરીર સુવર્ણનું હતું, યજ્ઞમાં આવી તે આળોટવા લાગ્યો. થોડીવાર આળોટયા પછી તે કહેવા લાગ્યો—અરે ! તમે સત્ય વકતા હો એમ મને લાગતું નથી, તમારો આ યજ્ઞ એ યજ્ઞજ નથી. તમે મિથ્યા પ્રશંસા કરી રાજાને માનીતા થાઓ છો. યજ્ઞ કોને કહે છે તેનું તમને જ્ઞાનજ નથી. જો જ્ઞાન હોતતો આવા નિર્માલ્ય યજ્ઞની તમે કદી પ્રશંસા કરત નહીં.

લોકો હસી કહેવા લાગ્યા—"અહો નોળિયા ! તું અજ્ઞાન છે. આવા ઉત્તમ યજ્ઞને તું વખોડી કાઢે છે તેથી તારી મૂર્ખતા જણાઈ આવે છે. અમે છાતી ઠોકી કહીએ છીએ કે આવો યજ્ઞ થયો નથી અને હવે થવાનો પણ નથી. યુધિષ્ઠિર રાજાએ હીરા, મોતી, માણેક સુવર્ણ વગેરેનું પુષ્કળદાન આપી અનેક ગરીબોને ધનાઢય બનાવ્યા છે. એમના ઔદાર્યનું વર્ણન થઈ શકે એમ નથી. બ્રાહ્મણોને એમણે એટલી મોટી દક્ષિણા આપી છે કે એવી પૂર્વે કોઇ પણ રાજાએ આપી નથી. માંધાતા, શિબિ, યયાતિ રામ વગેરેને પણ યુધિષ્ઠિર રાજાએ ભૂલાવી દીધા છે. બસ, યજ્ઞતે આજ છે. હે નકુલ ! જરા વિચારી બોલ તારામાં એક પણ ઉત્તમ ગુણ હોય એમ લાગતું નથી. તારી બુદ્ધિ અલ્પ છે તેથીજ તું આ યજ્ઞની નિંદા કરવા તૈયાર થયો

છે. નોળિયો બોલ્યો—ભાઇઓ! મેં સત્યજ કહ્યું છે. હું કદી પણ અસત્ય બોલતો નથી. મેં જેવો યજ્ઞ જોયો છે તેવો આ યજ્ઞ નથી. અરે! તે યજ્ઞની હું શી પ્રશંસા કરૂ? લોકો કહેવા લાગ્યા–બોલ! તેં કેવો યજ્ઞ જોયો છે? નકુલ બોલ્યો.

એક શહેર હતું તેમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે મહાધર્માત્મા, સત્ય વાદી, અહિંસા ધર્મ પાળનાર, પંચ મહાયજ્ઞ કરનાર, કર્મ કાંડમા અત્યંત કુશળ, ધૃતિ, ક્ષમા, આર્જવ વગેરે અનેક ગુણોથી ભરપૂર, તથા મહા પંડિત હતો. તેને એક સ્ત્રી હતી તે ઘણીજ સાધ્વી હતી. પોતાના પતિનું તે ઇશ્વર પેઠે પૂજન કરતી હતી. તે પતિના સુખે સુખી તથા પતિના દુઃખે દુઃખી રહેતી હતી. ઘણી સ્ત્રીઓ મદમાં તણાઇ જઇ પોતાના પતિને એક ગુલામ બરાબર ગણે છે એ બહુ ખેદ જનક છે. આ સ્ત્રી તો મદાલસા, સીતા, મૈત્રેયી, પાર્વતી, લક્ષ્મી વગેરેનું અનુકરણ કરતી હતી. તે બ્રાહ્મણને એક પુત્ર હતો તે પણ મહા વિદ્વાન્ હતો.

તેણે વેદનો ઘણોજ સારો અભ્યાસ કર્યો હતો. તે અદ્વૈત વાદી હતો. શાસ્ત્રાર્થમાં તેણે અનેક પંડિતોનો પરાજય કર્યો હતો. પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન તે કદી પણ કરતો નહીં, આજકાલ જેમ છોકરાઓ અપૂર્ણ કેળવણીથી

છોકરી જઇ પોતાના પિતાને તુચ્છમાની મનમાં આવે તેમ ચાલે છે તેવો તે નહોતો. જયંત જેમ ઇન્દ્રને માન આપે, તેમ તે પોતાના પિતાને માન આપતો હતો. તેને પણ એક સ્ત્રી હતી અને તે પણ પોતાના પતિને દેવતુલ્ય માનતી હતી.

બ્રાહ્મણ આવો સારો વિદ્વાન્ હતો પરંતુ તે નિર્ધન હતો. અનુભવીઓ કહે છે કે જ્યાં વિદ્યા ત્યાં લક્ષ્મી નહિ અને જ્યાં લક્ષ્મી ત્યાં વિદ્યા નહિ પાણી અને અગ્નિને જેમ બનતું નથી તેમ વિદ્યા તથા લક્ષ્મીને બનતું નથી. તે આવો નિર્ધન હતો છતાં ગરીબોને જોઇ તેના અંતઃકરણમાં દયા દેવી પ્રવેશ કરતી હતી અને તેથી પોતાને જે મળે તેમાંથી ઘણો ભાગ તે આપી દેતો હતો. દૈવ યોગે તે શહેરમાં મોટો દુષ્કાળ પડયો લોકો ભૂખથી મરવા લાગ્યા. સરોવર વગેરે શુષ્ક થઇ ગયાં. માણસો ભયંકર આપત્તિમાં આવી પડયાં. દુઃખનું અભ્ર પેલા બ્રાહ્મણ પર પણ ચઢી આવ્યું. તેને, તેની સાધ્વી સ્ત્રીને, તેના પુત્રને, તથા પુત્રની-સ્ત્રીને અનેક ઉપવાસ થયા. દૈવ યોગે તે બ્રાહ્મણને થોડો જવનો લોટ મળી આવ્યો. તે તેણે તેની સ્ત્રીને આપ્યો. તે સાધ્વી સ્ત્રીએ તેના ચાર રોટલા બનાવ્યા. ખાવાની તૈયા-રી કરે છે એવામાં એક અતિથિ આવી ચઢયો. તે બારણું ઠોકવા લાગ્યો પ્રાચીન કાલમાં આર્યો પંચ મહાયજ્ઞ કરતા હતા. ગૃહસ્થના ઘરમાં દરરોજ હત્યા થાય છે તેના નિવાર-

ણાર્થે પંચ મહા યજ્ઞ કરવાની ઋષિ મુનિઓની આજ્ઞા છે. આજ કાલ એ પંચ યજ્ઞનો લોપ થયો છે એ બહુ ખેદ-જનક છે. મરણ પછી સ્ત્રી, પુત્ર, ગર્થ ગૃહ વગેરે કોઈ સાથે આવતું નથી મનુ મહારાજ કહે છે કે—

नामुत्रहिसहायार्थं पिता माता चतिष्ठतः ।

नपुत्र दारा नज्ञातिर्धर्मोस्तिष्ठति केवलः

પરલોકમાં સહાયતા આપવા માટે પિતા, માતા, પુત્ર, દારા તથા સંબંધીઓ ઉભાં રહેતાં નથી કિંતુ એક ધર્મજ ઉભો રહે છે.

પેલા બ્રાહ્મણને ધર્મપર પૂર્ણ શ્રદ્ધા હતી તેથી તે નિરંતર પંચ મહા યજ્ઞ કરતો હતો. પંચ મહા યજ્ઞમાં એક અતિથિ યજ્ઞ પણ છે. પહેલાં અતિથિને જમાડયા પછીજ ગૃહસ્થો ભોજન કરતા હતા. પરંતુ આજકાલ તો પોતાનું પેટ ભરવાને માટેજ ભોજન તૈયાર કરવામાં આવે છે. લોકોની શ્રદ્ધા ધર્મપરથી ઉઠતી જાય છે. કલિનો મહિમા અપાર છે. બાળકોને નાનપણથીજ નઠારા સંસ્કાર પાડવામાં આવે છે અને તેથી તેઓ ધર્મને સ્વપ્ને પણ ઓળખી શકતા નથી. સુખનો ખરો માર્ગ લોકો ભૂલી ગયા છે. બીજાની નિંદા કરવામાં સમયનો મોટો ભાગ આપે છે. ધર્મની વાત તેઓને કડવી ઝેર જેવી લાગે છે. જ્યાંસૂધી ધર્મને માન આપવામાં આવતું નથી ત્યાંસૂધી કદીપણ શ્રેય

થઇ શકતું નથી. પેલા બ્રાહ્મણે તરતજ બારણાં ઉઘાડયાં. અતિથિને જોઇ તે અત્યંત આનંદમાં આવી ગયો. તે કહેવા લાગ્યો—આપ ભલે પધાર્યા. આપની પવિત્ર મુખાકૃતિ જોઇ હું અપાર મગ્ન થાઉં છું. આજે મારૂં ઘર પાવન થયું. આ પ્રસંગે આપ પધાર્યા તેથી હું પરમેશ્વરનો પરમ ઉપકાર માનું છું. એમ કહી તે દયાળુ બ્રાહ્મણ તેને ઘરમાં લઇ ગયો અને પોતાના ભોજનનો ભાગ તેને આપ્યો. પેલો અતિથિ તરતજ તે ખાઇ ગયો. તે બોલી ઉઠયો—અરે રે! હું બહુજ ભૂખ્યો છું મારી ક્ષુધાશાંત થઇ નથી માટે મને બીજું ખાવાનું આપો. તેને આવી રીતે બોલતો સાંભળી પેલા બ્રાહ્મણની સ્રી કહેવા લાગી—સ્વામીનાથ! મારો રોટલો એમને આપી દો. આ ભૂખ્યા માણસને તૃપ્ત કરવો એ ગૃહસ્થનો ધર્મ છે. હું આપની ધર્મ પત્ની છું આપ જે ધર્મ કરતા હો તેમાં સહાયતા આપવી એ મારૂં કર્તવ્ય છે. હુ આપની અર્ધાંગના છું આપને સુખે સુખી તથા આપને દુઃખે દુઃખી છું આપના કરતાં મારો પ્રાણ મને વિશેષ પ્રિય નથી. એમ કહી તે સ્રીએ પોતાનો રોટલો આપી દીધો. તે રોટલો પણ પેલો અતિથિ ખાઇ ગયો. તે પુનઃ બોલ્યો અરે! મારી ક્ષુધા હજી પણ શાંત થઇ નથી. એમ કહી તે સ્રીએ પોતાનો રોટલો આપી દીધો. તે રોટલો પણ પેલો અતિથિ ખાઇ ગયો. તે પુનઃ બોલ્યો અરે! મારી ક્ષુધા હજી પણ શાંત થઇ નથી માટે મને

બીજું ખાવાનું આપો. બ્રાહ્મણનો પુત્ર કહેવા લાગ્યો—આ મારો રોટલો પણ એ અતિથિને આપી દો. ધર્મના કાર્યમાં પિતાને સહાયતા આપવી એ પુત્રનો ધર્મ છે.

નરકમાંથી રક્ષણ કરે તેથીજ પિતા પુત્રને ઉત્પન્ન કરે છે. એમ કહી તેણે પોતાનો રોટલો આપી દીધો. એ રોટલાથી પણ અતિથિ સંતોષ પામ્યો નહીં તેથી બ્રાહ્મણના પુત્રની સ્ત્રીએ પણ પોતાનો રોટલો આપી દીધો, કારણકે તે પતિ પર અનન્ય ભાવ રાખનારી હતી. છેલ્લા રોટલાથી પેલો અતિથિ તૃપ્ત થયો અને આશીર્વાદ દઇ ગયો પરંતુ ચારે મનુષ્યો ભૂખને લીધે મરણ શરણ થયા. નકુલ કહે છે—ત્યાં થોડો જવનો લોટ વેરાયો હતો તેમાં હું આળોટયો તેથી મારૂં અર્ધું શરીર સુવર્ણનું થઇ ગયું. બીજા અનેક યજ્ઞમાં હું ફર્યો છું, પરંતુ મારૂં અર્ધું શરીર સુવર્ણનું થયું નથી તેથી હું કહું છું કે આ યજ્ઞ તે યજ્ઞજ નથી. કેવી ઉત્તમ દયા ? આવી દયા રાખી અવાચક પ્રાણીની હિંસાથી મનુષ્યોએ અટકવું જોઇએ. કારણ કે અહિંસા ધર્મનું સેવન કર્યાથી જે લાભની પ્રાપ્તિ થાય છે તે એવી તો ઉત્તમ છે કે તેનું વર્ણન કરવા વાણી કેવલ અસમર્થ છે. શ્રી હેમાચાર્ય કહે છે કે—

मातेव सर्वभूतानामहिंसा हितकारिणी ।
अहिंसैव हि संसारमरावमृतसारणि :

अहिंसा दुःख दावाग्नि प्रावृषेण्य घनावली
भवभ्रमिरुगार्तानामहिंसा परमौषधि :

અહિંસા માતાની પેઠે સર્વ જીવોને હિતકારિણી છે, અહિંસાજ સંસારરૂપી મરૂ ભૂમિમાં અમૃતની નીક સમાન છે. દુઃખ રૂપ દાવાગ્નિને બુઝાવવા માટે વર્ષા ઋતુના ઘનની શ્રેણી બરાબર છે. અને ભવમાં ભ્રમણુ કરવા રૂપ વ્યાધિથી ગ્રસ્ત થયેલા જીવોને પરમ ઔષધિ તુલ્ય પણુ અહિંસાજ છે.

दमो देवगुरूपास्तिर्दानमध्ययनं तप :
सर्वमप्येतदफलं हिंसां चेन्न परित्यजेत्

જો હિંસાનો ત્યાગ કરવામાં ન આવે તો દમ, દેવ ગુરૂની સેવા, દાન, અધ્યયન અને તપ એ સર્વ નિષ્ફળ સમજવાં. અહિંસાનુ સેવન કર્યાથીજ સર્વ ફળ આપે છે. મરણુ વખતે જે પીડા પ્રાપ્ત થાય છે તે એટલી તો મોટી છે કે અનુભવ વિના તેનું વર્ણન કદી પણુ થઇ શકે એમ નથી. મરવા પડેલ પ્રાણીનો શ્વાસ રૂંધાઇ જાય છે. આંખ તણાઇ જાય છે. જાણે પોતાના પર મોટા પર્વતનું પતન થતું હોય એમ તેને લાગે છે. તેનાથી ઉઠી શકાતું નથી. અવાજ બહાર કાઢી શકાતો નથી. આટલા માટેજ પ્રાણી માત્રને મૃત્યુનું અત્યંત ભય હોય છે. બિચારાં અવાચક પ્રાણીઓને મરણુ સમયે કેટલું બધું કષ્ટ થતું હશે?

કહ્યું છે કેઃ—

कंटकेनापि विद्धस्य, महती वेदना भवेत्
चक्र कुंतादि यष्टयाद्यै मार्यं माणस्य किं पुनः

કંટકથી વિંધાઈ જતા પ્રાણીને પણ મોટી વેદના થાય છે તો ચક્ર કુંતાદિથી જીવોનો ઘાત કરતાં ગરીબ પ્રાણીઓને કેટલું બધું કષ્ટ થતું હશે? આપણા પગમાં એક કાંટો વાગે છે તો આપણો દમ જાય છે. તે કાંટો કાઢી નાંખવાને આપણે અત્યંત ઉતાવળ કરીએ છીએ. કાંટો તો શું પરંતુ એક સરાક પણ આપણે જ્યારે ખમી શકતા નથી ત્યારે બિચારાં અવાચક પ્રાણીઓ ભયંકર શસ્ત્રોનો પ્રહાર કેવી રીતે ખમી શકતાં હશે?

પરમેશ્વરે આપણા પર મોટી કૃપા કરી આપણને વાચા આપી છે. આપણા પેટમાં દુઃખતુ હોય, માથું દુઃખતું હોય, કમરમાં દરદ થતું હોય, તાવ આવ્યો હોય અથવા ગમે તે દરદ થયું હોય તો આપણે તે જણાવી શકીએ છીએ. આપણને જરા ચાંચડ કે માંકડ કરડે તો આપણે તેને પકડી દૂર ફેંકી શકીએ છીએ. પશુ પક્ષીમાં એ શક્તિ નથી. પરમાત્મા વેદમાં કરે છે કે.

खङ्गो वैश्वदेवः श्वा कृष्णः कर्णोगर्दभस्तरक्षुस्ते रक्षसा मिद्रायसूकरः

ગેંડા, શ્વાન, ગર્દભ, સૂકર એ જીવોનું રક્ષણ કરો.

वर्षाहूर्ऋतुनामाखुः कपोत उलूकः આ મંત્રમાં કપોત ઉલૂક વગેરે જીવોના રક્ષણનું વર્ણન છે.

आरण्योऽजो नकुलः આ મંત્રમાં જંગલમાં રહેનારા નોળિયા વગેરેની રક્ષા લખી છે જે મનુષ્યો પરમાત્માની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તેઓ મહા પાપી થાય છે. મનુષ્ય જન્મની દુર્લભતાનું વિસ્મરણ કરવું એ યોગ્ય કહેવાય નહિ. કહ્યું છે કે—

**प्राणिनां रक्षणं युक्तं मृत्यु भीताहिजंतवः आत्मौपम्येन जानद्भि, रिष्टं सर्वस्यजीवितं**

પ્રાણી માત્રનું રક્ષણ કરવું તે યુક્ત છે કારણ કે બધા જીવો મૃત્યુથી ભય પામનાર છે. પોતાનો આત્મા મૃત્યુથી ભય પામે છે તેમ સર્વ પામે છે તસ્માત્ કોઇને પણ કષ્ટ ન આપવું એજ સમજુનું લક્ષણ છે.

**आहिंसा सर्वजीवेषु तत्त्वज्ञै परिभाषिता**
**इदं मूलंहि धर्मस्य शेषस्तस्यैव विस्तरः**

તત્ત્વજ્ઞ પુરૂષોએ સર્વ જીવની દયા કરવી એ ધર્મનું મૂલ કહ્યું છે. શેષ તેનો વિસ્તાર સમજવો જૈન પંડિત દેવ પ્રભુ સૂરિકૃત પાંડવ ચરિત્રમાં લખ્યું છે કે—

"વર્ષાકાલમાં મેઘની પંક્તિ અને નિષ્કૃત્રિમ એવી દયા એ બન્ને અનુક્રમે વનશ્રેણી અને રાજ્ય એઓને નૂતનત્વ પમાડે છે. અર્થાત્ મેઘ પંક્તિ વૃષ્ટિથી અંકુર ઉત્પન્ન કરે છે અને દયા રાજ્યને વિષે સુખની વૃદ્ધિ કરે છે.

સકલ પ્રાણીઓને વિષે જે દયાનો ભાવ છે તે સર્વ રોગનો અને અનર્થનો નાશ કરનાર છે. કારણ કે–

यथा ममप्रियाः प्राणाः तथान्यस्यापि देहिनः ।
इतिमत्वा नकर्तव्यो घोरः प्राणिवधो बुधैः ॥

જેમ પોતાનો પ્રાણ પ્રિય છે તેમ અન્ય જીવોને પણ પોતાનો પ્રાણ પ્રિય હોય છે એમ માની પંડિત પુરૂષોએ પ્રાણીનો ઘોર વધ કરવો નહિ.

જૈન ધર્મમાં કહ્યું છે કે–यःखलु यथातथावा देहभृतो हंति विरसमारसतः सो दुरक्कलरक्करिंछोली क्वलिओ भमई भीमभवे ॥ જે રૂદન કરતાં પ્રાણીઓને જેમ તેમ કરીને મારી નાંખે છે તે લાખો દુઃખની રૂંવાટીથી વીંટાઇને ભયંકર સંસારમાં ભમે છે,

મનુ મહારાજ મનુ સ્મૃતિમાં લખે છે કે–

यावन्तिपशुरोमाणि तावत्कृत्वोह मारणम् ।
वृथा पशुघ्नः प्राप्नोति प्रेत्य जन्मनिजन्मनि ॥

જે પુરૂષ અપરાધ વિના પશુઓની વ્યર્થ હિંસા કરે

છે તે પુરૂષ પશુના શરીર ઉપર જેટલાં રૂંવાટાં હોય છે તેટલી વખત મૃત્યુ પામ્યા પછી જન્મ ધારણ કરીને પ્રત્યેક જન્મમાં તે પશુને હાથે મૃત્યુને આધીન થાય છે.

योऽहिंसकानि भूतानि हिनस्यात्मसुखेच्छया ।

स जीवंश्चमृतश्चैव न क्वचित्सुख मेधते ॥

જે પુરૂષ નીજ સુખની ઇચ્છાથી અહિંસક એવાં પ્રાણીઓને હણે છે તે જીવતાં કિંવા મૃત્યુ પછી કોઇ પણ સ્થલે સુખ પ્રાપ્ત કરી શકતો નથી. મહાભારતના અનુશાસન પર્વના ૧૧૬ મા અધ્યાયમાં કહ્યું છે કે

अहिंसा परमो धर्मस्तथाऽहिंसा परो दमः

अहिंसा परमं दानमहिंसा परमं तपः

અહિંસા એ ઉત્તમ ધર્મ, ઉત્તમ દમ, ઉત્તમ દાન, તથા ઉત્તમ તપ છે.

प्राणदानात्परं दानं न भूतं न भविष्यति

नह्यात्मनः प्रियतरं किंचिदस्तीह निश्चितम्

પ્રાણદાનથી બીજું શ્રેષ્ઠ દાન પૂર્વે થયું નથી. અને તેનાથી અધિક આગળ થશે પણ નહીં કારણ કે આ લોકમાં આત્માથી અધિક પ્રિય વસ્તુ કોઇ પણ છેજ નહિ.

अभयं सर्वभूतेभ्यो योददाति दयापरः
अभयं तस्य भूतानि ददतीत्यनुशुश्रुम ॥

જે દયાળુ મનુષ્ય સર્વ પ્રાણીઓને અભયદાન આપે છે, તે પુરૂષને સર્વ પ્રાણી પણ અભયદાન આપે છે. તેટલા માટે મનુષ્યે સર્વ પ્રાણીપર દયા રાખવી.

દૈવી સંપત્તિ શ્રી ભગવાન્ ગીતામાં નીચે પ્રમાણે ગણાવે છે.

अभयं सत्वसंशुद्धिर्ज्ञान योगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम्
अहिंसा सत्यम क्रोधस्त्यागः शांतिरपैशुनम्
दया भूतेष्वलोलुप्त्वं मार्दवंह्रीरचापलम्
तेजः क्षमा धृतिः शोचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवी मभिजातस्य भारत ॥

હે ભારત! અભય, સત્વસંશુદ્ધિ, જ્ઞાનયોગમાં વિશેષ સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, પ્રાણીઓ, ઉપર દયા, અલોલુપત્વ, માર્દવ હ્રી અચાપલ, તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ તથા અતિમાનાભાવ એ લક્ષણો જે પુરૂષ દૈવી સંપત્તિઅનુસાર જન્મ્યો હોય તેને મળે છે.

આસુરી સંપત્તિનું નીચે પ્રમાણે નિરૂપણ કરે છે.

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्य मेव च
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम्

હે પાર્થ ! દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પારૂષ્ય અને અજ્ઞાન એ છ લક્ષણો જે પુરૂષ આસુરી સંપત્તિ અનુસાર જન્મ્યો હોય તેને મળે છે.

दैवीसंपद्विमोक्षाय निबंधायासुरी मता ॥

દૈવી સંપત્તિ મોક્ષના હેતુ રૂપ છે તથા આસુરી સંપત્તિ બંધના હેતુ રૂપ છે. જે લોકો દૈવી સંપત્તિનો ત્યાગ કરી આસુરી સંપત્તિને ગ્રહણ કરી વૃથા હિંસા કરે છે તેઓ મરણ પછી અવશ્ય રૈરવ નરકનો અનુભવ કરે છે. પાછળ કહ્યું તેમ પ્રાણી માત્રને પોતાનો પ્રાણ અત્યંત પ્રિય હોય છે તસ્માત્ અહિંસાનું સેવન કરવું એજ શ્રેયસ્કર છે. સાધારણ રીતે મનુષ્યને સમૃદ્ધિ વિશેષ પ્રિય હોય છે પરંતુ સમૃદ્ધિ કરતાં પણ પોતાનો પ્રાણ અત્યંત પ્રિય હોય છે. પ્રાણના રક્ષણને માટે મનુષ્ય સમૃદ્ધિનો પણ ત્યાગ કરે છે એ વાત અનુભવ સિદ્ધ છે તેનું ખંડન કોણ કરી શકે છે? જૈન ધર્મમાં કહ્યું છે કે–

क्लिताए पढिआए पयकोडीए पलालभूआए ।
जं इति अंननायं परस्स पीडा न कायव्वा ॥

લાખો શ્લોકો કિંવા હજારો પુસ્તકો વાંચવાથી શું થયું ? જેણે એટલું જાણ્યું નહીં કે પર જીવને પીડા કરવી નહીં તેનું અન્ય સર્વ જ્ઞાન નિરર્થક છે.

किं सुर गिरिणो गुरुअं जलनिहिणो किंवहुज्ज गंभीरं ।
किं गयणाओ विसालं कोअ अहिंसा समो धम्मौ

જેમ મેરૂ પર્વતથી કોઇ મોટું નથી, સમુદ્રવત્ કોઈ ગંભીર નથી અને આકાશથી કોઈ વિશાલ નથી, તેમ અહિંસા સમાન ધર્મ નથી.

नयति हुअणेवि पावं अन्नं पाणा इवाय ओगरुयं
जं सव्वेविय जीवा सुहेसिणो दुस्कभीरुस्स

ત્રિભુવનમાં પણ જીવની હિંસા સમાન પાપ નથી કારણ કે સર્વ જીવો સુખને ઇચ્છે છે અને મૃત્યુના દુઃખથી ડરે છે તસ્માત્ ભવ્ય જીવે કોઇ પણ જીવની હિંસા કરવી નહિ.

सव्वे जीवा वि इच्छंति जीविउं न मरिज्जउं ।
तम्हा पाणिवहं घोरं निग्गंथा वज्जयंति णं ॥

સકલ જીવ જીવવાની ઇચ્છા કરે છે પરંતુ મૃત્યુ પામવાની કોઇપણ ઇચ્છા કરતું નથી તેટલા માટે પ્રાણીઓનો વધ ઘોર પાપરૂપ હોવાથી સાધુ લોક ત્યાગ કરે છે.

કહ્યું છે કે—

सर्वं वेदाधिगमनं सर्वं तीर्थावगाहनं ।

सर्वं यज्ञ फलं चैव नैतत् तुल्यमाहिंसया

સર્વ વેદોનું જ્ઞાન મેળવવું, સર્વ તીર્થોનું પૂજન કરવું તથા સકળ યજ્ઞોનું ફલ પણ અહિંસાની બરાબર નથી.

શ્રીમહાભારતના શાંતિ પર્વના ૧૬૨ મા અધ્યાયમાં કહ્યું છે કે–

अद्रोहः सर्व भूतेषु कर्मणा मनसा गिरा ।

अनुग्रहश्च दानं च सतां धर्मः सनातनः

મન વાણી તથા કર્મથી પ્રાણી માત્રનો દ્રોહ ન કરવો દયા રાખવી તથા અનુગ્રહ કરવો એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે.

મન, વચન અને કાયાથી કોઇને પણ કષ્ટ ના આપવું એનું નામજ અહિંસા છે. એનાથી જે લાભની પ્રાપ્તિ થાય છે, તે તેનું વર્ણન થઇ શકે એમ નથી.



| | | |
|---|---|---|
| | માતા | માતા ! |
| | આવ્યાં છે. | આવ્યાં છે ? |
| | મૂગા | મૂક |
| | બુદ્દ બુદ્દ | બુદ્દબુદ્દ |
| | જગત | જગત્ |
| | એકાગ્રહ | એકાગ્ર |
| | કર્યો | કર્યો |
| | ભગવાન | ભગવાન્ |
| | પ્રશાન | પ્રાશન |
| | બનેલુ | બનેલું |
| ૪ | ન્યૂનતા | ન્યૂનતા |
| | દશાવુ | દર્શાવું |
| ૪૫ | ધમજ | ધર્મજ |
| ૫૫ | भूतानामपिते | भूतानामपि ते |
| ,, | कुर्वति | कुर्वन्ति |
| ૫૬ | સહસ્ર રશ્મિ | સહસ્ર રશ્મિ |
| ૬૦ | કરેશ | કરશે |
| ,, | नवारे | न वा अरे |
| ૬૩ | સ્મૃતિઆં | સ્મૃતિમાં |
| ૬૫ | આપાણી | આપની |
| ૭૦ | પોતાની | પોતાને |
| ૭૬ | સ્વરુપ | સ્વરૂપ |

*અલ્પવિરામ તથા પૂર્ણવિરામની કેટલીક ભૂલો રહી ગઇ છે તે સુધારી વાંચવા કૃપા કરવી.

# જલદી નામ નોંધાવો.

## શ્રેય માર્ગ ભાગ ૧લો.

મુમુક્ષુને આ ગ્રંથ અમૃત સમાન છે એમાં આપેલાં દ્દષ્ટાંતો અત્યુત્તમ છે. યદિ જન્મ મરણના ફેરામાંથી મુક્ત થવા માગતા હો તો આ પુસ્તક અવશ્ય પાસે રાખો.

મૂલ્ય માત્ર ચાર આના

---

# પતિવ્રતા ધર્મ.

સ્ત્રીઓને આ પુસ્ત કલ્પતરુ સમાન છે. પતિવ્રાનો ધર્મ શો છે તે આ પુસ્તકમાં બહુજ ઉત્તમ રીતે દર્શાવી આપવામાં આવશે. મૂલ્ય માત્ર ચાર આના

---

# અહિંસા ભાસ્કર.

## દ્વિતીય રશ્મિ.

આ રશ્મિમાં અતિ ઉત્તમ પ્રમાણો તથા દ્દષ્ટાંતો આપવામાં આવશે. જીવદયાના કાર્યમાં સહાયતા આપવી એ સુજ્ઞ મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય છે.

મૂલ્ય માત્ર ચાર આના

લેખક કવિ જનસુખરામ નરહરરામ.